# મુંબઇની મ્યુનીસીપાલીટી.

("શેહેર પેહેલું હિંદુસ્તાનમાં.")




ભાગ ૧ લો.

લખનાર—ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ.

મુંબઇ:
જે. બી. મરઝબાનની કુાં૦, જામે જમશેદ પ્રીંટીંગ વર્કસ,
બેલારડ હાઉસ કોટ.

૧૯૦૬.

DEDICATED

IN TOKEN OF AFFECTION AND ESTEEM

TO

MY FATHER

SIR CURRIMBHOY EBHRAHIM, KT.

---

આ પુસ્તક,

પ્રીત અને માનની નીશાન દાખલ,

મારા પોતા,

સર કરીમભાઇ ઇબ્રાહીમ, નાઇટ,

ને

અર્પણ કર્યું છે.

# મુંબઇની મ્યુનીસીપાલીટી.

લખનાર—મી૦ ફાઝલભાઇ કરીમભાઇ ઇભરાહીમ.

### લખનારની નેમ.

આ સુંદર મુંબઇ શેહેર, જે હીંદુસતાનનાં સરવે શેહેરોમાં પહેલી પંકતી ધરાવતું હોવાનો દાવો કરે છે, અને જે ૧૪૩૪૨ એકર, એટલે આશરે ૨૨॥ સકવેર માઇલના વીસતારની જમીનપર લગભગ આઠ લાખ માણસોને વાસો આપે છે, એવાં મોટાં અને ગીચ વસતીવાળાં શેહેરનો ઓહોળો વહીવટ જે જાહેર ખાતાંની મારફતે થાય છે, તે ખાતાં વીશે થોડીક જાણવાજોગ વીગતો વાંચનાર આગળ રજુ કરવાની નેમથી હું આ લખાણ શરૂ કરું છું. જુના ઇતીહાસમાં હું જવા માંગતો નથી. હાલ મુંબઇનું જે મયુનીસીપલ કોરપોરેશન, સરકારે આપેલી સતાની રૂએ, મુંબઇ નગરી ઉપર રાજ કરે છે, તેની અઢારમી સદીમાં કેવી રીતે શરૂઆત થાઇ, અને તે નાની શરૂઆતપરથી આસતે આસતે કેવી રીતે પ્રજાને સ્વરાજના હકો વધુ અને વધુ મળતા ગયા, અને રફતે રફતે કેવી રીતે હાલનાં તેનાં બંધારનપર તે આવયું, તે સમજાવવા માંડું તો મારૂં લખાણ કદાચ ધારાના તથા ઇતીહાસના અભયાસીઓને મનમાનતું થાય, પણ સામાનય વાંચનારને તેથી કંટાળો ઉપજે. એટલા માટે કોરપોરેશનનું હાલનું બંધારન શું છે, તેનો વહીવટ કેટલો ઓહોળો છે, અને તે ઓહોળો વહીવટ કરવાની તેની ગુંજાસ શી છે અને સતા કેટલી છે, અને એ વહીવટ તે કેવી રીતે બજાવે છે, તે વીશેની ટુંક સમજણ આ લખાણથી આપવાનો મારો ઇરાદો છે. મુંબઇના દરેક શેહેરીએ એ વીશેનું થોડું ઘણું ગ્નાન જરૂર ધરાવવું જોઇયે. છતાં ઘણા થોડાજ શેહેરીઓને તે વીશે કાંઇક ખયાલ હશે. ગુજરાતી છાપામાં કોરપોરેશનની અને સટેનડીંગ કમીટીની સભાઓના જે હેવાલ છપાય છે તે દેશી પ્રજામાં ઘણી ઉલટથી વંચાય છે એ જાણીતું છે. મારા જાણવા પ્રમાણે બાનુઓનો કેટલોક વરગ પણ એ હેવાલો વાંચવાની ઉલટ રાખે છે. આમ હોવાથી મુંબઇની મયુનીસીપાલીટી વીશે જાણવાજોગ વીગતો જો એ વાંચનારાઓ સનમુખ મુકી હોય, તો તેવાં ગ્નાન સાથે સભાના હેવાલો વધારે સમજણથી વંચાઇ શકાય અને વધારે વજનદાર માલમ પડે, એમ ધારી નીચલી નોંધો લખી છે.

### શેહેરની વસતી.

દર દસ વરસે શેહેરની વસતીની ગણત્રી સરકાર કરાવે છે, અને તેના ખરચમાં મયુનીસીપાલીટી ફાળો આપે છે. આવી છેલ્લી ગણત્રી તા૦ ૧ લી મારચ ૧૯૦૧ ની રાત્રે કરવામાં આવી હતી. ઘણી દલગીરીની વાત છે કે એ વસતીની ગણત્રી કરવાનું એવી મોસમમાં ઠરાવ

વામાં આવયું હતું કે જે મોસમમાં મરકીનો ત્રાસ વીશેશ હતો. મારચ માસ માં મરકી પુર જોસમાં ચાલતી હોવાથી વસતી વીખેરાઇ ગયલી હોવી જોઇયે, એટલે એવી વેળાએ ગણત્રીનું કામ થવું જોઇતું નહતું. એ રીતે કરેલી ગણત્રીના આંકડા તદન ખરા તો હોયજ નહી. પણ તે છતાં આવકજાવક, જનમ, મરણ, વગેરે સરવે બાબતોમાં મયુનીસીપલ ખાતાંઓ એ આંકડા ઉપર પોતાનો હીસાબ ગણે છે, તે ધયાનમાં રાખવાની જરૂર છે. છેલ્લી ગણત્રી પ્રમાણે મુંબઇ શેહેરની એકંદર વસતી ૭૭૬૦૦૬ માણસોની લેખાઇ છે. ગણત્રી કરનાર અમલદાર પોતે કબુલ કરે છે કે એ આંકડા ખાતરીદાર નથી. એટલે કે તે આંકડાઓ ગણત્રીના દીવસની વસતી દેખાડે છે પણ મુંબઇની સાધારણ વસતી એ કરતાં વધારે હોવી જોઇયે. કેટલી વધારે, તેની અટકળ જુદી જુદી રીતે કરતાં તે ૮ લાખ ૨૦ હજારના આંકડા ઉપર આવે છે.

## શેહેરનો વીસતાર.

એ આશરે સવાઆઠ લાખ માણસની વસતીનો વસવાટ ૧૪૩૪૨ એકર એટલે આશરે સાડીબાવીસ સકવેર માઇલના વીસતારની જમીન ઉપર થયો છે.

વસતી અને વીસતારની સરખામણી કરયે તો એક એકરે ૫૬ માણસની વસતી આવે છે. એ વસતી ગીચ ગણાવી જોઇયે. ૧૮૯૧ ના આંકડા લઇયે તો, લંડનમાં એક એકરે ૫૬ માણસ વસે છે, અને કલકતામાં ૫૪ માણસને ભાગે એક એકર જમીન આવે છે. અલબતાં, વાંચનારને સમજાવવાની જરૂર નથી કે જેમ વસતી ગીચ તેમ શેહેર સુધરાઇ ખાતાંની મુશકેલી વધારે. મુંબઇની મયુનીસીપાલીટીનાં કામનું તોલ કરતી વખતે યાદ રાખવાની જરૂર છે કે સાંકડી જમીનની ચીપ ઉપર ચંપાયલી જબરજસત મોટી વસતી સાથે તેને કામ લેવું પડે છે.

## મયુનીસીપલ બંધારન.

મુંબઇમાં પહેલવહેલું મયુનીસીપલ કોરપોરેશન તા૦ ૧ લી જુલાઇ ૧૮૬૫ ને દીને સથપાયલું ગણાય. એ દીને એક નવો કાયદો અમલમાં આવયો જેની રૂએ મુંબઇના "જસટીસ ઓફ ધી પીસ" એટલે સુલેહના અમલદારોનું એક કારપોરેશન બનાવવામાં આવયું, અને તેઓને જમીન ધરાવવાની, કર અને જગાત નાખવાની, નાણાં ઉછીના લેવાની, મયુનીસીપલ ખરચપર કાબુ રાખવાની તથા મયુનીસીપલ કારભારપર દેખરેખ રાખવાની સતા આપવામાં આવી. સરવે મયુનીસીપલ વહીવટ એક કમીશનરને સોપવામાં આવયો, જેની નેમણુક કરવાની સતા સરકારે પોતાના હાથમાં રાખી. દર વરસના આવક ખરચના અડસટા કમીશનરે જસટીસો આગળ રજુ કરવાનું ઠરાવયું, ને તેમાં વધઘટ કરવાની સતા જસટીસોને મળી. એ દરમયાન પ્રખયાત મયુનીસીપલ કમીશનર મી૦ આરથર ક્રાફરડનો અમલ આવયો, જેની લખલુટ ખરચની કારકીરદીએ એ પહેલી કોરપોરેશનનો અંત આણયો. મયુનીસીપલ કાયદો ફરી સુધારવાની સરકારને ફરજ પડી, ને એક વધારે વાસતવીક અને સતાદાર કોરપોરેશનની સથાપના ૧૮૭૨ ના વરસમાં પસાર કરેલા એક નવા કાયદાથી ૧૮૭૩ ના સાલમાં થાઇ. હાલ જે ખરેખર મુંબઇની પ્રજાનું કોરપોરેશન છે તે એ વખતથી હસતીમાં આવયું, ને જસટીસ ઓફ ધી પીસનું કોરપોરેશન નીકળી ગયું. આ કોરપોરેશનના ૬૪ સભાસદો ઠરાવવામાં આવયા, જેમાંના ૧૬ સરકાર તરફની નેમણુકના, ૧૬ જસટીસ ઓફ ધી પીસ તરફની નેમણુકના, ને બાકીના ૩૨ કરભરનારાઓ તરફની નેમણુકના હતા. નાણા સંબંધી બીજો કેટલોક વહીવટ એ કોરપોરેશનની એક કમીટીને સોંપવામાં આવયો. એ કમીટી ૧૨ સભાસદોની થરાવવામાં આવી અને તેનું નામ "ટાઉન કાઉનસીલ" આપવામાં



મુંબઈના ટાપુનો નકશો.

આવયું. કોરપોરેશનના કામદાર દાખલ એક કમીશનર નેમવાની સતા સરકારે અગાઉ માફક પોતાનાજ હાથમાં રાખી. એ કોરપોરેશન ૧૮૮૮ સુધી નીભયું. તેના ૧૬ વરસના અમલ દરમયાન જે અનુભવ મળયો તે પરથી મુંબઇ સરકારે કાયદો સુધારવાનું માથે લીધું, ને નામદાર લોરડ રેના પ્રમુખપણા હેઠળ મળેલી મુંબઇની લેજીસલેટીવ કાઉનસીલે ૧૮૮૮ નો નંબર ૩ જા વાળો કાયદો પસાર કરી પ્રજા સ્વરાજને આગળ વધારનારૂં હાલનું મયુનીસીપલ બંધારન પેદા કરયું. એ કાયદાનો અસલ ખરડો માજી મયુનીસીપલ કમીશનર મી૦ (પાછળથી, સર ચારલસ) ઓલીવંટની મસલત સાથે સરકારના તે વખતના લીગલ રીમેમબ્રાનસર આનરેબલ મી૦ નેલરે ઘડી કહાડયો હતો, અને કાઉનસીલમાં ઘટતા ફેરફારો સાથે તે પસાર કરાવવામાં ઘણો આગેવાની ભરયો ભાગ કોરપોરેશનના પ્રતીનીધીઓ દાખલ મરહુમ આનરેબલ મી૦ કાશીનાથ ત્રીંબક તેલંગ તથા આનરેબલ મી૦ (હવે, સર) ફીરોઝશાહ મેરવાનજી મેહેતાએ લીધો હતો. પોતે કાયદો બનાવનારાઓમાંના એક, એટલે તે કાયદાની કોઇ પણ બારીકીનો સવાલ નીકળતાં સતાદાર ખુલાસો સર ફીરોઝશાહ મેહેતા ઝટ કરી શકે એમાં નવાઇ શી? કોરપોરેશનનું મોટું નસીબ કે આવા એક કુશળ ધારાશાસ્ત્રીની મદદ તેને જયારે જોઇયે તયારે તુરતાતુરત અને વગર ખરચે મળી શકે છે. તેવીજ બીજી મદદ મી૦ તેલંગની પણ ચાલુ રહી હતે તો મુંબઇની શેહેરી સમાજ બમણી ભાગયવંત ગણાતે. પણ હાઇ કોરટના જડજની પદવીએ ચઢતાં એઓએ કોરપોરેશન સાથનો પોતાનો સંબંધ છોડયો હતો, ને તયાર બાદ, અફસોસ! કે ટુંક મુદતમાં એ નામાંકીત નરની જીંદગીજ ખતમ થાઇ હતી.

## હાલનું કારપોરેશન–તેનું બંધારણ.

હવે હાલનું કોરપોરેશન શી રીતે બનયું છે તેપર આવીએ. કોરપોરેશનના સભાસદોની સંખયા ૬૪ ઉપરથી વધારીને ૭૨ ની કરી. કર ભરનારાઓ ૩૨ સભાસદો ચુંટી કાઢતા હતા તેને બદલે ૩૬ ચુંટી કાઢવાનો તેઓને હક મળયો, પણ તે એટલા ફેરફાર સાથે કે એ ચુંટણીમાં કર ભરનારાઓ સાથે હીંદુસ્તાનની તથા વીલાયતની યુનીવરસીટીના ગ્રાજયુએટોને પણ સામેલ કર્યા, પછી તે કર ભરતા હોય કે નહીં. સરકારે અગાઉ માફક ૧૬ સભાસદો નેમવાનો હક રાખયો; તેમજ સુલેહના અમલદારોનો હક પણ એટલાજ સભાસદો ચુંટી કાઢવાનો રહયો. મુંબઇની યુનીવરસીટીને તેમજ મુંબઇની વેપારી ચેમબર (ચેમબર ઓફ કોમરસ)ને અગાઉ એક પણ સભાસદ ચુંટી કાઢવાનો હક ન હતો તે દરેકને બબે સભાસદ ચુંટી કાઢવાનો હક મળયો. એટલે ૩૬+૧૬+૧૬+૨+૨ મળી એકંદર ૭૨ સભાસદો થયા. એ સભાસદોને "કાઉનસીલર"નો એલકાબ આપયો.

## ચુંટણી કરવામાં કોણને મત આપવાનો હક છે.

ચુંટણી કરવા સારૂં શેહેરના નીચે મુજબ સાત વીભાગો (વારડ) ઠરાવયા છે. દરેક વારડ એટલે વીભાગને કેટલા કાઉનસીલર ચુંટવાનો હક છે તેના આંકડા નીચે આપયા છે:—

| વારડ | કાઉનસીલરો. |
|---|---|
| કોટ | ૬ |
| માંડવી | ૮ |
| ભુલેશવર | ૮ |
| ગીરગામ | ૫ |
| ભાયખલા | ૫ |
| પરેલ | ૨ |
| માહીમ | ૨ |
| | ૩૬ |

વારડોની સંખ્યા તથા સરહદોમાં તથા તેઓ તરફથી ચુંટાવાના કાઉનસીલરોની સંખ્યામાં ફેરફાર કરવાની કોરપોરેશનને સતા આપેલી છે. પણ અતયાર સુધીમાં કોરપોરેશને કાંઇ પણ ફેરફાર કરયો નથી, ને ૧૮૮૮ ની ગોઠવણ હજી પણ ચાલુ છે.

મરકીના સબબે તથા સીટી ઇમપ્રૂવમેંટ ટ્રસટથી થતા શેહેરની રચનાના ફેરફારના સબબે, તેમજ બીજાં કારણોથી જુદા જુદા જીલ્લાઓના વસવાટમાં જે ઉથલપાથલ થાઇ છે ને હજી પણ થાશે તેને લીધે મોડે વહેલે વારડોની ગોઠવણ બદલવાની કોરપોરેશનને ફરજ તો પડશે. કાંઇ પણ ફેરબદલી કોરપોરેશન કરે તેને સરકારની બહાલી જોઇયે એમ કાયદામાં ઠરાવેલું છે.

દરેક વારડની ચુંટણીમાં મત આપવાનો હક ફક્ત એવાંજ માણસ (સ્ત્રી તેમજ પુરૂશ) ને આપવામાં આવયો છે કે જે,

(૧) તે વારડમાં રહેતો હોય અથવા તયાં કાંઇ ઘર કે જમીન ધરાવતો હોય; અને

(૨) ૨૧ વરસની ઉમરે પુગી ચુકયો હોય; અને

(૩) યા તો વરસ દહાડે ૩૩૦ સુધી ઘરવેરો, અથવા ગાડી ઘોડાની જગાત,* કે બંને સાથે મળી, મયુનીસીપાલીટીને ભરતો હોય; યા તો બ્રીટીશ હીંદુસતાનની કે વીલાયતની કોઇ પણ યુનીવરસીટીનો ગ્રાડયુએટ હોય.

સુલેહના અમલદારો તરફની ચુંટણીમાં મત આપવાનો હક ફક્ત મુંબઇમાં વસતા સુલેહના અમલદારોનેજ આપયો છે.

તેમજ વળી યુનીવરસીટી તરફની ચુંટણીમાં મત આપવાનો હક ફક્ત મુંબઇમાં વસતા ફેલોઝનેજ આપવામાં આવયો છે. અત્રે જણાવવું યોગય છે કે નવા યુનીવરસીટી આકટે યુનીવરસીટીના બંધારણમાં ફેરફાર કરી ફક્ત ૧૦૦ નવા ચુંટેલા ફેલોઝને યુનીવરસીટીનો વહીવટ સોંપયો છે ને બાકીના સઘળા અસલી ફેલોઝને ફક્ત માનના ફેલોઝ બનાવયા છે તે કામદાર તથા માનદાર બંને જાતના ફેલોઝને મયુનીસીપલ ચુંટણીમાં મત આપવાનો હક હજી રહયો છે.

## ચુંટણી સારૂં રજુ થવાનો હક કોણને છે?

વારડની ચુંટણી સારૂં રજુ થવાનો હક ફક્ત તેજ પુરૂશને છે (સ્ત્રીને નહી) કે જે, ચુંટણી થાય તે વખતે, કોઇ પણ વારડના મત આપનારા તરીકે, અથવા તો સુલેહના અમલદાર તરીકે, અથવા તો યુનીવરસીટીના ફેલો તરીકે મયુનીસીપલ ચોપડામાં નોધાયો હોય.

સુલેહના અમલદારોની તથા યુનીવરસીટીની તથા ચેમબર ઓફ કોમરસની ચુંટણી સારૂં ઉભા રહેવાનો હક ફક્ત તેજ પુરૂશને છે (વળી સ્ત્રીને નહી) કે જે ચુંટણી વખતે મયુનીસીપલ ચોપડામાં સુલેહના અમલદાર, કાંતો ફેલો, કાંતો ચેમબરના એક સભાસદ દાખલ, નોધાયલો હોય.

## કોણથી કોરપોરેશનના સભાસદ ન થવાય?

સ્ત્રી જાતીથી કોરપોરેશનના સભાસદ થવાયજ નહી. સરવે જાતની લાયકાત ધરાવવા છતાં પણ નજ થવાય! કોઇ અબળા વાંચનાર પુછશે કે કેમ નહી? અમે શું ગુનાહ કરયો કે સરકારે હમોને રદ કરયાં? સ્ત્રી જાતીની એવાં કામોમાં ભાગ લેવાની લાયકાત વીશે કાંઇ પણ બોલવાનો જોખમ માથે લીધા વગર હું એટલુંજ કહીશ કે, સરકારે કાંઇ સાધારણ ધોરણથી ઉલટા જઇ એમ કરયું નથી. વીલાયતમાં પણ હજી એવા હક સ્ત્રી જાતીને મળયા

---

* ગાડી ભાડે ફેરવનારા ૩૩૦ સુધીનું પણ જગાત ભરતા હોય તોપણ તેમને મત આપવાનો હક નથી.




મ્યુનીસીપલ આફીસ.

નથી, જો કે તે મેળવવાની મજબુત કોશિશ કેટલીક બાનુઓ કરે છે. પણ મુંબઇની યુનીવરસીટીની સેનેટમાં દાખલ થવાનો સ્ત્રીઓને હક મળયો છે. ડાકટર મીસીસ પીચી ફીપસન, તથા મીસ એડજ જુની સેનેટનાં ફેલોઝ હતાં. હાલની નવી સેનેટમાં ફક્ત એકજ બાનુ ફેલો હોવાનું માન ધરાવે છે અને તે મીસ એડજ (હવે મીસીસ એનડરસન) છે. કોરપોરેશનની સભામાં પણ બાનુઓને બીરાજવાનો હક મોડે વહેલે મળે તો નવાઇ નહી.

કોઇ ધણી દેશનીકાળની સજા પામયો હોય, અથવા કોઇ એવો ગુનાહ કે જેને માટે છ માસથી વધારેનું કેદખાનું કાયદામાં ફરમાવયું હોય તેવા ગુનાહ સારૂં બંદીખાનાની અથવા આધીમારની સજા પામયો હોય, તો તેનાથી પણ કોરપોરેશનનો સભાસદ ન થવાય, સીવાય કે પાછળથી તે સજા ફેરવાઇ હોય, કે રદ થઇ હોય, અથવા તો સરકારે તેને એ દોશમાંથી ખાસ મુક્ત કરયો હોય.

કોઇ ધણીએ દીવાળું કહાડયું હોય અને તેને છેવટની છુટ ન મળી હોય તો તે પણ સભાસદ ન થઇ શકે.

વળી કોઇ શખ્સ કમીશનર કે ડેપયુટી કમીશનર દાખલ કે બીજી રીતે મયુનીસીપલ ઓહ્દેદાર કે નોકર હોય, મુંબઇની સમોલકોઝ કોરટનો વડો નયાયાધીશ હોય, અથવા કોરપોરેશનનાં કાંઇ પણ કંત્રાકટ કે નોકરીમાં કાંઇ ભાગ કે લાભ ધરાવતો હોય તો તેનાથી પણ કોરપોરેશનનો સભાસદ થવાય નહી.

ઉપલા સરવેમાંના કોઇને સરકાર પણ સભાસદ દાખલ નેમી ન શકે એમ કાયદામાં ઠરાવયું છે.

સમાલકોઝ કોરટના વડા નયાયાધીશને કોરપોરેશનથી વેગળો કરવાની જરૂર એ કે કેટલાક મયુનીસીપલ કજીયાઓ ખાસ તેનેજ સાંભળવા એવું કાયદામાં ઠરાવેલું છે તેથી તેની સવતંત્રતા જળવાઇ રહે.

## કોરપોરેશનની જીંદગી.

૧૮૮૮ ના નંબર ૩ જા વાળા કાયદા પ્રમાણે પહેલવહેલા ચુંટાયલા સભાસદો (કાઉનસીલરો) તા૦ ૧ લી એપ્રેલ ૧૮૮૯ ના દીનથી હકુમત ભોગવવા લાગયા. દરેક ચુંટણીના કાઉનસીલરોની જીંદગી ત્રણ વરસની નેમેલી છે. એ રીતે તા૦ ૧ લી એપ્રેલ ૧૮૮૯ થી તે અતયાર સુધીમાં પાંચ ચુંટણીના કાઉનસીલરો હકુમત ભોગવી ગયા છે; અને છઠી ચુંટણીવાળા હાલ હકુમત ધરાવે છે. તેઓ તા૦ ૧ લી એપ્રેલ ૧૯૦૪ ના દીવસથી હકુમતમાં આવયા, અને તેમની હકુમત તા૦ ૧લી એપ્રેલ ૧૯૦૭ ને દીને બપોરે ૧૨ વાગે સમાપત થશે. એ રીતે કાઉનસીલરો બદલાતા રહે છે, પણ કોરપોરેશન તો એક કાયમ સતાધારી મંડળ છે, અને જયાં સુધી મયુનીસીપલ કાયદો અમલમાં હશે તયાં સુધી તેની જીંદગી, તેની સતા, અને તેની જોખમદારી ચાલુ રહેશે.

## મ્યુનીસીપલ સતાધારીઓ.

મયુનીસીપલ કાયદા પ્રમાણે શેહરનો વહીવટ કરવા સારૂં ત્રણ સતાધારી ઠરાવયા છે:-

૧–કોરપોરેશન.
૨–સટેનડીંગ કમીટી.
૩–મયુનીસીપલ કમીશનર.

## કોરપોરેશનની સભાઓ.

કોરપોરેશનની સાધારણ સભા દર મહીને એકેકી બોલાવવાની ફરજ છે. એ ઉપરાંત જરૂર પડે ખાસ સભાઓ પણ બોલાવી શકાય. દરેક સભા સારૂં ઠરાવેલું કામકાજ પુરૂં થાય તયાં સુધી સભા પાછીને પાછી મળતી જાય. ઘણું કરી સભા મળવાનો વખત બપોરના ૩ કલાકે હોય છે ને સભા સાંજના ૫ વાગયા સુધી બેસે છે. સભાના દીવસો ઘણું કરી સોમવાર તથા ભરેસપતવારના હોય છે. સોમવારે સભા મળી હોય ને પાંચ વાગયા સુધીમાં કામ ખલાસ ન થાય તો તે પછીના ભરેસપત

વારે ૩ વાગે પાછી મળે, ને તે દીવસે પણ કામ પુરૂં ન થાય તો બીજે સોમ વારે ૩ કલાકે પાછી બેસે. એ પ્રમાણે કામ આટોપે તયાં સુધી સભા ચાલુ બેસે છે. ચુંટણી પછીની પહેલી મીટીંગનો દીવસ, કલાક તથા જગયા નક્કી કરવાનું કમીશનરને સોંપેલું છે. દર વરસની પહેલીજ મીટીંગમાં 'પ્રેસીડંટ' એટલે પ્રમુખની ચુંટણી થવી જોઇયે. પ્રમુખ નકી થયા પછીની દરેક મીટીંગનો દીવસ કલાક તથા જગયા પ્રમુખ નક્કી કરે. પણ અગરજો કાંઇ પણ સબબથી પ્રમુખની જગયા ખાલી પડેલી હોય, અથવા તે પ્રમુખ પોતાનો અમલ બજાવી શકે તેમ નહી હોય, તો પછી સટેનડીંગ કમીટીનો પ્રમુખ (ચેરમેન) તે નકી કરે.

## કોરપોરેશનનો પ્રમુખ.

દર વરસની પહેલી મીટીંગમાં જે પ્રમુખ મુકરર થાય તે તયાર પછીના બીજાં વરસની પહેલી મીટીંગ સુધી કાયમ રહે. પછી નવો પ્રમુખ નેમાય અથવા તો તેનો તેજ પ્રમુખ પાછો નેમાય. કદાચ મરણથી કે બીજાં કોઇ પણ કારણથી વરસની અધવચમાં પ્રમુખની જગયા ખાલી થાય તો જેમ બને તેમ જલદી નવો પ્રમુખ ચુંટી કહડાય, ને વરસના બાકી રહેલા વખત સુધી તે અમલ ભોગવે. સભા મળવાને વખતે પ્રમુખ જો સભામાં હાજર હોય તો સભાની ખુરસી તેનેજ લેવી જોઇએ, પણ કદાપી તે ગેરહાજર હોય, કે પ્રમુખની જગયા ખાલી પડેલી હોય, તો સભા કોઇ પણ સભાસદને ખુરસીમાં બેસાડી શકે.

૧૮૭૩ માં કોરપોરેશનની સથાપના થાઇ તયારથી તે અતયાર સુધીમાં નીચે લખેલા ગ્રહસથો પ્રમુખપદ ભોગવવા પામયા છે:-

૧૮૭૩-કેપટન જી. એફ. હેનરી, (તા૦ ૪ થી સપટેમબરથી.)

૧૮૭૪-કેપટન જી. એફ. હેનરી, મી૦ જે. એ. ફોરબસ.

૧૮૭૫-મી૦ જે. એ. ફોરબસ, મી૦ ડોસાભાઇ ફરામજી સી. એસ. આઇ.

૧૮૭૬-મી૦ ડોસાભાઇ ફરામજી સી. એસ. આઇ.

૧૮૭૭-લફટનંટ કરનલ એચ. એફ. હેનકોક.

૧૮૭૮-લફટનંટ કરનલ એચ. એફ. હેનકોક.

૧૮૭૯-રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડળીક, સી. એસ. આઇ.

૧૮૮૦-રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડળીક, સી. એસ. આઇ.

૧૮૮૧-ડા૦ થોમસ બલેની.

૧૮૮૨-સર ફ્રાનક હેનરી સુટર, સી. એસ. આઇ.

૧૮૮૩-સર ફ્રાનક હેનરી સુટર, સી. એસ. આઇ.

૧૮૮૩-૮૪-મી૦ રઘુનાથ નારાયણ ખોટે, સી. આઇ. ઇ.

૧૮૮૪-૮૫-ધી આનરેબલ મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહેતા, એમ. એ.

૧૮૮૫-૮૬-ધી આનરેબલ મી૦ ફીરોઝશાહ મેરવાનજી મેહેતા, એમ. એ. સી. આઇ. ઇ.

૧૮૮૬-૮૭-ડેપયુટી સરજયન જનરલ એચ. કુક, એમ. ડી.

૧૮૮૭-૮૮-કેપટન સર હેનરી મોરલેંડ

૧૮૮૮-૮૯-મી૦ રહીમતલ્લા મહમદ સાયાની એમ. એ., એલ. એલ. બી.

૧૮૮૯-૯૦-મી૦ ગ્રેટન ગીઅરી.

૧૮૯૦-૯૧-ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન. સી. આઇ. ઇ.

૧૮૯૧-૯૨-મી૦ જી. કોટન.

૧૮૯૨-૯૩-મી૦ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીક.

૧૮૯૩-૯૪-ડા૦ થોમસ બલેની, સી. આઇ. ઇ.

૧૮૯૪–૯૫–ધી આનરેબલ મી૦ અબદુલ્લા મેહેરઅલી ધરમસી.

૧૮૯૫–૯૬–મી૦ જી. ડબલ્યુ. રાઉટન.

૧૮૯૬–૯૭–મી૦ કાવસજી હોરમસજી, જી. જી. એમ. સી.

૧૮૯૭–૯૮–સર જયોરજ કોટન.

૧૮૯૮–૯૯–ધી ઓનરેબલ મી૦ ભાલચંદર કીશણા ભટવડેકર.

૧૮૯૯–૧૯૦૦–ધી ઓનરેબલ મી૦ ઇબરાહીમ રહીમતલ્લા.

૧૯૦૦–૦૧–મી૦ સી. ટી. બરક, મી૦ એસ. રેબશ.

૧૯૦૧–૦૨–મી૦ દીનશાહ એદલજી વાછા.

૧૯૦૨–૦૩–મી૦ મુળજી ભવાનીદાસ બારભાયા.

૧૯૦૩–૦૪–મી૦ ફાઝલભાઇ વીશરામ, સી. આઇ. ઇ., મી૦ જેમસ મેકડોનલ્ડ.

૧૯૦૪–૦૫–મી૦ જેમસ મેકડોનલ્ડ

૧૯૦૫–૦૬–ધી હોનરેબલ સર ફીરોજશા મેહેરવાનજી મેહેતા, એમ. એ. કે. સી. આઇ. ઇ.

## કોરપોરેશનનાં કામકાજની નોધ.

દરેક સભામાં જે સભાસદો હાજર હોય અને જે કામકાજ થાય તેની નોધ ("મીનીટસ") એક પોથામાં ચોખ્ખી રીતે દાખલ કરવાની ફરજ મયુનીસીપલ સેક્રેટરીને માથે નાખેલી છે. દરેક સભાની નોધ ઉપર તેની પછીની સભામાં પ્રમુખ સહી કરે છે. પણ તેમ કરવા અગાઉ કોઇ સભાસદને કાંઇ વરવાંધો હોય તે તેઓ સાંભળે છે ને તેમની નજરમાં વાજબી દીસે તો ઘટતો ફેરફાર કરે છે. એ નોધ પોથો દરેક વાજબી વખતે મયુનીસીપલ ઓફીસમાં કોઇ પણ શખ્સને જોવો હોય તો જોઇ શકાય છે. તે જોવાનું દામ આના આઠ ઠરાવયું છે, પણ કોરપોરેશનના કોઇ સભાસદને તે પોથો જોવો હોય તો તે વગર દામે જોઇ શકે. સભાની નોધો છાપવી એમ કાયદામાં લખ્યું નથી; પણ સગવડને ખાતર એ સઘળી નોધો છાપી તેની એકેકી નકલ દરેક સભાસદપર મોકલી આપવામાં આવે છે. વળી આખાં વરસની નોધોની ચોપડીઓ છપાય છે, તે પણ દરેક સભાસદને મળે છે.

કોરપોરેશનને માથે કામકાજનો બોજો કેટલોછે તેનો કાંઇક ખયાલ એટલા પરથી આવશે કે વરસ ૧૯૦૩–૦૪ * નાં કામકાજની નોધ મોટા કદના ૯૭૪ સફાના એક દલદાર પોથામાં સમાઇ છે. એ તો ફક્ત કોરપોરેશનનું કામકાજ. તેની સટેનડીંગ કમીટીના એજ વરસનાં કામકાજનો પોથો ૯૩૧ સફાનો બનેલો છે. એ ઉપરાંત કોરપોરેશનની ૧૦૦ ઉપર કમીટીઓ નેમાય છે તેનાં કામકાજની નોધ તો છાપવામાં આવતી નથી.

## સટેનડીંગ કમીટી.

કાંઇક પરચુટણ વહીવટ, જે કોરપોરેશન જેવી મોટી સભાને સોંપવો ઠીક નહીં પડે, તેમાં ચોકસ કરી નાણાં સંબંધી કેટલોક વહીવટ કરવા માટે, કોરપોરેશનના ૧૨ સભાસદોની એક કમીટી ઠરાવી છે, જેને અસલ "ટાઉન કાઉનસીલ" નો એલકાબ હતો, પણ હાલના આકટ પ્રમાણે તે "સટેનડીંગ કમીટી" ને નામે ઓળખાય છે. એ કમીટીના ૧૨ સભાસદોમાંના ૮ ને કોરપોરેશન પોતે ચુંટી કાઢે છે ને બાકીના ૪ ની નેમણુક સરકાર તરફથી થાય છે. ત્રણ ત્રણ વરસે કોરપોરેશન નવી થાય છે તે સાથે સટેનડીંગ કમી

---

*** વાંચનારે યાદ રાખવું જે મયુનીસીપલ વહીવટ સારૂં વરસ તા૦ ૧ લી એપ્રેલથી શરૂ થાય છે ને તા૦ ૩૧ મી મારચે ખતમ થાય, છે, એટલા વાસતે ૧૯૦૩-૦૪ નું વરસ એટલે કે તા૦ ૧ લી એપ્રેલ ૧૯૦૩ થી તા૦ ૩૧ મી મારચ ૧૯૦૪ સુધીના બાર માસનું વરસ સમજવું.**

ટી પણ નવી થાય છે. એટલે દરેક ન
વી કોરપોરેશન નવી સટેનડીંગ કમીટી
ચુંટી કાઢે છે. એક સટેનડીંગ કમીટી
નીમાઇ કે તે બાર મહીના એમની એ
મ ચાલે, સીવાય કે, કોઇ સભાસદનું
મરણ થાય, કે તે રાજીનામું આપે કે
બીજી રીતે નીકળી જાગ, તો તેની જ
ગયા કોરપોરેશન કે સરકાર નવી ચુંટ
ણી કે નેમણુકથી પુરે. પણ બાર મા
સ પછી સભાસદોમાં ફેરફાર કરવા સા
રૂ એવી રૂઢી રાખી છે કે મયુનીસીપ
લ સેક્રેટરી એક સોરતી કાઢે. તે આ
પ્રમાણે કે આઠ કોરા કાગળના કુકડા
લઇ ચારપર લખે કે "રહે છે" ને ચા
રપર લખે કે "જાય છે," ને તે દરેકને
એક પરબીડાંમાં બીડી તેપર પોતાની
મોહોર કરી એક થેલીમાં આઠે પરબી
ડાં નાખે. વળી "રહે છે" નાં બે ને
"જાય છે" નાં બે એવાં બીજાં ચાર
કાગળનાં સીલ કીધેલાં પરબીડાં એક
બીજી થેલીમાં નાખે. પછી પેહેલી થે
લી કારપોરેશને ચુંટી કાઢેલા સભાસદો
માં ફેરવે ને બીજી સરકારે નીમેલા સ
ભાસદોમાં ફેરવે, ને દરેક જણ તેમાંથી
એકેકું પરબીડું ઉપાડે ને જે છ આ
સામીઓના હાથમાં "જાય છે" ના કા
ગળો આવે તે ૧ લી એપ્રેલને દીવસે
બપોરના ૧૨ વાગાથી પોતાનો ઓધો
છોડે, ને તેમની જગયાએ કોરપોરેશન
તેમજ સરકાર નવી નેમણુક કરે, જેમાં
તેના તેજ સભાસદને પાછા નેમવામાં
કાંઇ હરકત નથી. બાકી રહેલા છ સભા
સદો બીજા બાર માસ ઓધો ભોગવયા
પછી ઓધો છોડે. એ રીતે, સટેનડીંગ
કમીટી દર બાર માસે બદલાતી રહે છે.
કોઇ નેમણુક મરણ, રાજીનામું, કે
બીજા કારણથી મુદતની અધવચમાં ક
રવી પડી હોય તો તેવી નેમણુકની મુદત
અસલ નેમણુકની બાકી રહેલી મુદત
જેટલીજ ગણાય.

## સટેનડીંગ કમીટીની સભાઓ.

કાયદામાં ઠરાવયું છે કે અઠવાડીયા
માં એક વખત તો જરૂર સટેનડીંગ
કમીટી બેસે, ને જરૂર હોય તો એકથી
વધારે વખત પણ બેસે. દર બુધવારે
૩॥ કલાકે એ કમીટીએ બેસવાનો ધા
રો રાખયો છે. કોઇ વાર એ દીને ન
બને તેમ હોય તો કમીટી પોતેજ બી
જો દીવસ ઠરાવે છે. કાંઇ એવું ખાસ
કામ નીકળયું હોય, જેને માટે એક અ
ઠવાડીયામાં એકથી વધારે વખત મળ
વું જોઇયે તેમ હોય, તો વધુ મીટીંગ
થાય છે. કદાચજ આમ કરવું પડે છે.
સુચીપત્રમાં જે કામ દરશાવયું હોય તે
ઘણું કરી એકજ મીટીંગમાં સમાપત
થઇ શકે છે, અને તે પણ ટુંક વખત
માં. છેલ્લાં બે ચાર વરસમાં તો કમીશ
નર અને સેક્રેટરીએ મળી એવી સવ
ળતા સટેનડીંગ કમીટીને કરી આપી છે
જે કોઇજ વખત અરધા કલાકથી વધુ
તેમની મીટીંગ લંબાતી હોય, ને ઘણી
વાર તો બેહ કે ૧૦–૧૨ મીનીટમાં કામ
ખલાસ. એવો પણ દાખલો બનયો છે
જે આખું સુચીપત્ર સટેનડીંગ કમીટીએ
ફકત એક મીનીટમાં ખલાસ કરયું છે!

## સટેનડીંગ કમીટીની ફી.

કોરપોરેશનના સભાસદોને કશું લવા
જમ મળતું નથી. જુદી જુદી બાબદો
પર વીચાર કરવા સારૂ જે સંખયાબંધ
કમીટીઓ કોરપોરેશન વખતો વખત
ઠરાવે છે, ને જેપર કોરપોરેશનના કેટ
લાક ઉમંગી સભાસદો આશચરયદાયક
રીતે નીયમીત હાજરી આપે છે ને
કીમતી વખતના ભોગ સાથે અથાગ
મેહેનત કરે છે, તેમને પણ કાંઇ લવા
જમ મળતું નથી. પણ સટેનડીંગ કમી
ટીવાળા સાહેબોને દર મીટીંગના રૂ૩૦
મળે છે. અગર જો એક અઠવાડીયામાં
એકથી વધુ મીટીંગ થાય તોપણ ફી તો
એકજ મીટીંગની મળે છે. કુદરતીજ છે
કે ફીવાળી મીટીંગમાં બાર ખુર
સીઓમાંથી જવલેજ એકાદ ખાલી
રહે. કોઇ કદાચ એકાદ વધારાની
મીટીંગ બોલાવી હોય ને તે અઠવાડી
યામાં ફી પાકી ચુકી હોય કે બીજી



મ્યુનીશીપલ સ્ટેનડીંગ કમીટી.

મીટીંગે પાકવાનો સંભવ હોય, તો બે ત્રણ ખુરસીઓ ખાલી નજરે પડે ખ રી. એ ફી દર સભાસદે રૂ૩૦ ની એ ટલે એક મીટીંગની એકંદર ફી રૂપીઆ ૩૬૦ સુધી થાય છે, ને વરસ દહાડા નો સટેનડીંગ કમીટીનો પગાર રૂપીઆ ૧૮૦૦૦ સુધીનો થાય છે. ફી આપવા ની રૂઢી કોઇ રીતે ગેરવાજબી નથી, પણ હવે જ્યારે ઉપર જણાવ્યા મુજ બ સટેનડીંગ કમીટીને કામ આટપવામાં એટલી સેહેલાઇ કરી આપવામાં આ વી છે જે, કોઇ વખત દશ (કે તેથી પણ ઓછી) ને કોઇ વખત પંદર મી નીટ, ને જવલેજ અરધો કલાક ઉપર સભાને બેસવું પડે છે, તો પછી એ ફી જરા ભારે ગણાય ખરી. એટલા વાસતે થોડાક વખતપર કોરપોરેશનમાં સવાલ ઉઠયો હતો કે મયુનીસીપલ કાય દામાં દર અઠવાડીયે એક મીટીંગ બો લાવવાનું ઠરાવયું છે તે બદલી જેટલી વખત જરૂર પડે તેટલી વખત મીટીંગ બોલાવવી એમ ઠરાવવું ઠીક કે નહી. એ સવાલ કોરપોરેશને પોતાની એક કમીટીપર વીચાર કરવાને મોકલી આપયો છે. પુરતું કામ હોય કે ન હોય તોપણ હાલ રૂ૩૬૦ ને ખરચે દર અઠવાડીયે એક મીટીંગ બોલાવવીજ પડે છે, તે કરતાં, જયારે પુરતું કામ જમા થાય, અથવા તો કાંઇ ખાસ અગતયનું કામ નીકળે, તયારે જો એક મીટીંગ બોલાવી હોય તો મયુનીસીપાલીટીને પઇસાનો ઉગાળો થાય એટલુંજ નહી પણ જે રોકાણવા ળા ગ્રહસથોની સટેનડીંગ કમીટી બનેલી હોય છે, તેઓને પણ નાહકની તસદી પડે નહી. એ પ્રમાણેનો બંદોબસત હોય ને ફી રૂ૩૦ પરથી રૂ૪૦ કે વધુ પણ કીધી હોય તોપણ ફાયદો.

## સટેનડીંગ કમીટીના પ્રમુખ.

જે પ્રમાણે કોરપોરેશન પોતાનો પ્રમુ ખ ચુંટી કાઢે છે તેજ પ્રમાણે વરસો વરસ સટેનડીંગ કમીટી પણ ચુંટી કાઢે છે. કોરપોરેશનના પ્રમુખને "પ્રેસીડંટ" નો ઓલકાબ છે, ને સટેનડીંગ કમીટી ના પ્રમુખ "ચેરમેન" કહેવાય છે. નીચે લખેલા ગ્રહસથો સટેનડીંગ કમીટીના પ્રમુખનો ઓધો ભોગવવા પામયા છે:—

૧૮૭૩—મી૦ સી. કરી. (૧૧ મી સપટેમબરથી.)

૧૮૭૪—મી૦ સી. કરી.

૧૮૭૫—મી૦ સી. કરી, કેપટન જી. એફ. હેનરી.

૧૮૭૬—કેપટન જી. એફ. હેનરી.

૧૮૭૭—કેપટન જી. એફ. હેનરી, મી૦ જે. એમ. મેકલીન.

૧૮૭૮—મી૦ ટોમસ બલેની.

૧૮૭૯—મી૦ ટોમસ બલેની.

૧૮૮૦—મી૦ ટોમસ બલેની.

૧૮૮૧—સરજીયન મેજર એચ. કુક, એમ. ડી.

૧૮૮૨—સરજીયન મેજર એચ. કુક, એમ. ડી., સર ફ્રાંક હેનરી સુટર, સી. એસ. આઇ.

૧૮૮૩—સર ફ્રાંક હેનરી સુટર, સી. એસ. આઇ.

૧૮૮૪—સર ફ્રાંક હેનરી સુટર, સી. એસ. આઇ.

૧૮૮૪—૮૫—સર ફ્રાંક હેનરી સુટર, સી. એસ. આઇ., બ્રીગેડ સરજયન એચ. કુક, એમ. ડી.

૧૮૮૫—૮૬—બ્રીગેડ સરજયન એચ. કુક, એમ. ડી.

૧૮૮૬—૮૭—મી૦ ડોસાભાઇ ફરામજી, સી. એસ. આઇ.

૧૮૮૭—૮૮—મી૦ ડોસાભાઇ ફરામજી, સી. એસ. આઇ.

૧૮૮૮—૮૯—મી૦ ડોસાભાઇ ફરામજી, સી. એસ. આઇ.

૧૮૮૯—૯૦—મી૦ ડોસાભાઇ ફરામજી, સી. એસ. આઇ, મી૦ થોમસ બલેની, સી. આઇ. ઇ.

૧૮૯૦–૯૧–સર હેનરી મોરલેંડ, મી૦ ઇ. બી. કેરોલ.

૧૮૯૧–૯૨–મી૦ ઇ. બી. કેરોલ.

૧૮૯૨–૯૩–મી૦ કાવસજી હોરમસજી, જી. જી. એમ. સી.

૧૮૯૩–૯૪–મી૦ કાવસજી હોરમસજી, જી. જી. એમ. સી.

૧૮૯૪–૯૫–મી૦ જી. ડબલ્યુ. રાઉટન.

૧૮૯૫–૯૬–મી૦ ભાળચંદર ક્રીશના ભટવડેકર, એલ. એમ.

૧૮૯૬–૯૭–મી૦ ભાળચંદર ક્રીશના ભટવડેકર, એલ. એમ.

૧૮૯૭–૯૮–મી૦ ભાળચંદર ક્રીશના ભટવડેકર, એલ. એમ.

૧૮૯૮–૯૯–મી૦ ઇભરાહીમ રહીમ તલ્લા.

૧૮૯૯–૧૯૦૦–મી૦ નાનાભાઇ નવરોજજી કાતરક, એલ. એમ. એંડ એસ.

૧૯૦૦–૧૯૦૧–મી૦ મુળજી ભવાનીદાસ બારભાયા.

૧૯૦૧–૦૨–મી૦ ટી. ડબલ્યુ. કક.

૧૯૦૨–૦૩–મી૦ જેમસ મેકડોનલ્ડ.

૧૯૦૩–૦૪-મી૦ એ. જી. વીગાસ, એલ. એમ. એંડ એસ.

૧૯૦૪–૦૫–ધી ઓનરેબલ મી૦ વીઠલદાસ દામોદર ઠાકરસી.

## સટેનડીંગ કમીટીના કામકાજની નોંધ.

જેમ કોરપોરેશનમાં, તેમ અહીં, મયુનીસીપલ સેક્રેટરી કામકાજની નોંધ તથા સભાસદોની હાજરી એક પોથામાં લખે છે, ને તેની છાપેલી નકલો સભાસદોને વહેંચે છે. એ છાપેલી નકલો કોરપોરેશનના પણ દરેક સભાસદને મળે છે, જેથી કોરપોરેશનની નજર સટેનડીંગ કમીટીના કામકાજપર રહે છે, ને કામ પડવે કાંઇ સુચના કોરપોરેશને સટેનડીંગ કમીટીને કરવી પડે તો કરી શકાય છે. કોરપોરેશનનો નોધ પોથો (**Minute Book**) કોઇ પણ શખ્સ આઠ આના ભરી જોઇ શકે, તેમ સટેનડીંગ કમીટીનો પોથો પણ જોઇ શકે એવુ કાયદામાં ઠરાવયું નથી, પણ જયારે નોધોની છાપેલી નકલોજ વહેંચાય છે તયારે એમ જોવા જવાની જરૂર પણ ઝાઝી ન પડે.

## સટેનડીંગ કમીટીની સબ કમીટીઓ.

કદાચ સટેનડીંગ કમીટીને માથે કામકાજનો બોજો બહુ ભારી થઇ પડે તો તે ઓછો કરવા સારૂ મયુનીસીપલ કાયદાએ એવી ગોઠવણ રાખી છે જે, ગમે તો એ કમીટી પોતાની કાંઇ પણ સતા અથવા ફરજો પોતે નેમેલી સબ કમીટીઓને સોંપે. એ દરેક સબ કમીટી સટેનડીંગ કમીટીના ઓછામાં ઓછા ત્રણ સભાસદોની બનેલી હોવી જોઇયે, અને તેણે સટેનડીંગ કમીટી જે પ્રમાણે ફરમાવે તે પ્રમાણે કામ બજાવવું જોઇયે. ગમે તયારે સટેનડીંગ કમીટી કોઇ પણ સબ કમીટીને બંધ કરી શકે, કે તેના સભાસદોમાં ફેરફાર કરી શકે. વળી એ સબ કમીટીઓ ઉપર કોરપોરેશનનો પણ કાબુ રાખયો છે, તે એમ કે, એ સબ કમીટીઓને કઇ રીતે પોતાની ફરજો કે જોખમો સટેનડીંગ કમીટીએ સોંપવા તે વીશે કાનુનો ઘડવાની સતા કોરપોરેશનને આપેલી છે. એ સબ કમીટીઓને પોતાનો પ્રમુખ ચુંટી કાઢવાનું, કામકાજની નોધ રાખવાનું, વગેરે, સટેનડીંગ કમીટી માફકજ કરવું પડે છે. ઉપર કહેવા પ્રમાણે એ સબ કમીટીઓ નેમવાની સતા એટલા વાસતે સટેનડીંગ કમીટીને આપવામાં આવી છે જે, કદાચ કામકાજનો બોજો વધુ થઇ પડે તો તે સબ કમીટીઓમાં વહેંચાઇ જાય. પણ વાંચનાર જાણે છે તેમ, કામકાજના બોજાથી સટેનડીંગ કમીટી કચડાઇ જતી નથી. એટલા વાસતે હજી આ જાતની સબ કમીટીઓ ઝાઝી નેમાઇ નથી. હાલ ફકત એકજ એવી સબ ક

મીટી કામ કરે છે, અને તે (Finance Sub-Committee) નાણાં સંબંધી સબ કમીટીને નામે ઓળખાય છે. તેને કોરપોરેશનનાં ફાજલ નાણાં સટેનડીંગ કમીટીએ ઠરાવેલી બેંકોમાં કઇ રીતે વયાજે મુકવાં તે સોંપેલું છે.

ઉપલી સબ કમીટી તો ચોકસ સોંપેલું કામકાજ પોતેજ આટોપી શકે છે. એ ઉપરાંત કોઇ ચોકસ બાબદપર તપાસ કરી કે વીચાર ચલાવી પોતાનું મત કે ભલામણ સટેનડીંગ કમીટી આગળ મુકવા સારૂ ઘણીએક સબકમીટી સટેનડીંગ કમીટી નેમે છે. પણ તે સબ કમીટીઓ તદનજ જુદી જાતની. સબબ તેઓ હુકમ આપી ન શકે, પણ ફકત રીપોરટ કરી શકે. તે ઉપરથી હુકમ તો સટેનડીંગ કમીટી પોતેજ આપે. એવી દરેક સબકમીટી હાલ નેમાયલી છે.

## કોરપોરેશનની બીજી કમીટીઓ.

સટેનડીંગ કમીટી ઉપરાંત બીજી કમીટીઓ નેમવાની કોરપોરેશનને સતા છે

કોઇ પણ ખાસ બાબદ ઉપર બારીકીથી વીચાર ચલાવવાની જરૂર હોય તો કોરપોરેશન વખતો વખત પોતાના સભાસદોની જુદી જુદી કમીટીઓ નેમે છે, જેમાં જેટલા ગમે તેટલા સભાસદોને તે મુકે છે; પણ તેઓનું કામ ફકત વીચાર ચલાવી પોતાની ભલામણ કોરપોરેશન સનમુખ રજુ કરવાનું. તે પર હુકમ આપવાનું તો કોરપોરેશનને પોતાનેજ માથે હોય છે. એવી લગભગ પચાસ કમીટીઓ હાલ કામ કરે છે.

## જોઇંટ સ્કુલસ કમીટી.

આ એક બીજી બહુ અગતયની કમીટી છે, જેની નેમણુક કોરપોરેશન તથા સરકાર સાથે મળીને કરે છે. એ કમીટી શેહેરના બાળકોને મુળ કેળવણી આપવાનું ખાતું ચલાવે છે. આઠ સભાસદોની એ કમીટી બનેલી છે, જેમાં ચાર કોરપોરેશન નેમે છે, ને ચારની નેમણુક મુંબઇ સરકાર કરે છે. દર વરસને છેડે જે સઉથી વડીલ બે સભાસદો હોય તે ઓધો છોડે છે, ને તેમને બદલે કોરપોરેશન કે સરકાર નવા સભાસદ નેમે છે. સઘળા સભાસદો સાથે મળી પોતામાંના એકને પ્રમુખ નેમે છે. જોઇંટ સકુલસ કમીટી સારૂ એક કુશળ સેક્રેટરી, તથા જોઇતા કારકુનો, તથા સીપાઇ, તથા ઓફીસ, તથા ઓફીસને લગતો સરસામાન કોરપોરેશને પુરાં પાડવાં એમ ઠરાવયું છે.

સરકાર તથા કોરપોરેશન તરફથી મુળ કેળવણી સારૂ મળતી રકમો તથા નીશાળોમાં ભણતાં છોકરાં જે પગાર આપે તે મળી જે નાણાં એકઠાં થાય તેનો વહીવટ જોઇંટ સકુલસ કમીટીને સોંપયો છે. એમાંથી એ કમીટીને કેટલીક મુળ કેળવણીની નીશાળો પોતે ચલાવવી પડે છે, તથા બીજી તેવી ખાનગી નીશાળો પર દેખરેખ રાખી તેમને ચોકસ નીયમ પ્રમાણે મદદ આપવી પડે છે.

એ કમીટી પેહેલવેહેલી સને ૧૮૮૮ ના અકટોબર માસમાં સથપાઇ તયારથી ને અતયાર સુધીમાં નીચે લખેલા ગ્રહસથોને તેનું પ્રમુખપદ મળયું છે:—

૧૮૮૮ થી ૧૮૯૩—મી૦ થોમસ બલેની, સી. આઇ. ઇ.

૧૮૯૩ થી ૧૮૯૪—પ્રોફેસર આર. જી. ઓક્ષનહેમ.

૧૮૯૪ થી ૧૮૯૭—ઓનરેબલ મી૦ નવરોજજી નશરવાનજી વહાડયા, સી. આઇ. ઇ.

૧૮૯૭ માં આશરે બે મહીના—ઓનરેબલ મી૦ અબદુલ્લા મેહેરઅલી ધરમસી.

૧૮૯૭ થી ૧૮૯૯—પ્રોફેસર જે. ટી. હોથોરનથવેટ.

૧૮૯૯ થી ૧૯૦૨—મી૦ નાનુ નારાયણ કોઠારે.

૧૯૦૨ થી હાલ સુધી—ઓનરેબલ મી૦ ચીમનલાલ હરીલાલ શીતલવડ.

## બીજી કેળવણીની કમીટી.

કદાચ સક્તી કેળવણી કે કોઇ પણ જાતની હુનર ઉદયોગની કેળવણી પોતાને હાથ ધરવાનું કોરપોરેશનને વાજબી લાગે તો તે સારૂં પણ જોઇંટ સકુલસ કમીટીની માફક એક કમીટી ઠરાવવાની સતા કોરપોરેશનને મળી શકે, એવી ગોઠવણ મયુનીસીપલ એકટમાં રાખી છે. પણ અતયાર સુધી એવું કામ માથે ઉઠાવવાનું કોરપોરેશને દરસત ધારયું નથી, તેથી એવી કમીટી હજી નેમાઇ નથી. પણ નીચલાં કેળવણી ખાતાંઓને કોરપોરેશન નીચે જણાવયા મુજબ દર વરસે મદદ આપે છે:—

વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટને રૂ૧૦૦૦૦.

મુંગાં બેહેરાંઓની શાળાને રૂ.૧૮૦૦.

વેટરીનરી કોલેજને રૂ૨૫૦૦.

વીકટોરીયા અને આલબરટ મયુઝીયમને રૂ૧૧૦૮૮.

વીકટોરીયા મેમોરીયલ સકુલ (આંધળાઓ સારૂ.) રૂ૨૫૦૦.

## આસપીટલ કમીટી.

વળી, જો કોરપોરેશન કોઇ આસપીટલ સથાપે, કે બુઢાં, નાતવાન કે દરદી લોકની માવજત સારૂ કાંઇ પણ બીજું ખાતું સથાપે, કે કોઇ બીજી રીતે કોરપોરેશનના હાથમાં એવી આસપીટલ કે એવાં કોઇ ખાતાંનો થોડો કે બધો વહીવટ આવે ને તેનો થોડો કે બધો ખરચ તે પુરો પાડે, તો તેવી આસપીટલ કે ખાતાંનો કારોબાર કરવા સારૂ તે એક આસપીટલ કમીટી સથાપી શકે એવી પણ ગોઠવણ મયુનીસીપલ એકટમાં સમાવી છે. એવી આસપીટલ કમીટી પણ હજી હસતીમાં આવી નથી. હાલ ગોકળદાસ તેજપાળ આસપીટલને રૂ૩૬૦૦૦ ની, તથા જાફર સુલેમાનના દવાખાનાને રૂ૩૦૦૦ ની, તથા માટુંગાના રગતપીતયાઓના આશ્રમગ્રહને રૂ૧૮૦૦૦ ની વારસીક મદદ કોરપોરેશન કરે છે, પણ તે ખાતાંઓના વહીવટમાં તેનો હાથ નથી. મરકીના અટકાવના ઉપાયોમાંના એક દાખલ, કોરપોરેશને શેહેરના જુદા જુદા ભાગોમાં દશ જુદાં જુદાં દવાખાના સથાપયાં છે. તેના વહીવટ સારૂ પણ આવી કમીટીની જરૂર કોરપોરેશને જોઇ નથી, ને તેમનો વહીવટ મયુનીસીપલ હેલ્થ ઓફીસર (એટલે તનદોરસતી ખાતાંના વડા અમલદાર) ની દેખરેખ હેઠળ ચાલે છે. દરદીઓને દવાદારૂની મદદ કરવાનું કામ કોરપોરેશન માથે ઉઠાવવા રાજી છે, પણ હજી સુધી તે બાબદની ગોઠવણો સરકાર સાથે તે કરી ચુકી નથી. સરકારે કોરપોરેશનને ચોકસ આવકો આપી છે, ને તેને માથે ચોકસ ખરચો નાખયા છે. નવા બોજાઓ શીર ઉઠાવવાનું કોરપોરેશનને કયારે પર વડે કે જયારે સરકાર આવકનાં કાંઇ નવાં સાધન બક્ષે, કે કાંઇ જુના બોજા ઉતારી લે. દાખલા તરીકે એવી ગોઠવણ થઇ શકે કે શેહેરના પોલીસ ખાતાંના ખરચ સારૂ કોરપોરેશન દર વરસે રૂપીઆ પાંચ લાખથી વધુનો ફાળો આપે છે (જેના બદલામાં એ ખાતાં ઉપર તે કાંઇ પણ કાબુ ધરાવતી નથી,) તે ફાળો લેવાનું સરકાર બંધ કરે, ને તેના બદલામાં કોરપોરેશનને અમુક આસપીટલ કે દવાખાનાંનો ખરચ અને વહીવટ સોંપે. એ એક ઘણી આવકારદાયક ગોઠવણ થઇ પડે. એવીશે કોરપોરેશન તરફથી સરકારપર મોકલવાની એક અરજી ઘડી કાઢવા એક કમીટી નેમાઇ છે, જે એ બાબદપર વીચાર ચલાવે છે. એવી ગોઠવણ થાય તો પછી આસપીટલ કમીટી પણ નેમાય ખરી.

## ખુલ્લે બારણેનું કામકાજ.

કોરપોરેશન તથા તેની સટેનડીંગ

કમીટીની સભાનાં કામકાજ ખુલ્લે બારણે થાય છે. છાપાના પ્રતીનીધીઓ ત્યાં હાજરી આપે છે, ને સભાના હેવાલો જાહેર છાપામાં છપાય છે. કાયદામાં ખાસ લખેલું છે જે કોરપોરેશનની સભાઓ પ્રજાના લોક સારૂ ખુલ્લી છે, સીવાય કે કોઇ વાર જો કાંઇ ખાનગી રાખવા જોગ કામ આવી લાગે, ને હાજર રહેલા સભાસદોમાંના વધુ ભાગના મતે નકી થાય કે બંધ બારણે કામ ચલાવવું, તો પછી પ્રજાના લોકને તેમજ છાપાના પ્રતીનીધીઓને બહાર જવું પડે. જો કોઇ પણ આસામી (પછી તે કોરપોરેશનનો સભાસદ હોય કે કોઇ બહારનો આસામી હોય) તે સભાના કામમાં ખલલ થાય એવું કાંઇ કરે તો પ્રમુખને સતા છે જે તેને બહાર કઢાવે. કોરપોરેશનની દરેક મીટીંગમાં થોડા કે ઘણાં પ્રજાના લોક હાજર થાય છે. કોઇ કોઇ વાર કાંઇ અગતયના સવાલપર તકરાર થવાની હોય છે તો આખો ઝરૂખો તથા દીવાનખાનું પણ ભરાઇ જાય છે. પણ એવો દાખલો આ લખનારની જાણમાં કદી આવયો નથી કે કોઇએ કાંઇ ગેરવરતણુક ચલાવી હોય. જે આવે છે તે મુંગે મોઢે બેસી, કામકાજ જોઇ, ચાલતા થાય છે. કોઇ બાબદની પસંદગી દેખાડવા તાળી પાડવી, કે નાપસંદગી હોય તેને છી છી કરવું, કે એવી કાંઇ પણ દોશદાયક ચાલનો દાખલો બનેલો નથી. મુંબઇની પ્રજા ધારાને તથા સતાને માન આપવાના સદગુણમાં ઘણી ઉંચી પંકતી ધરાવે છે તેની આ પણ એક સાબીતી છે.

## કોરપોરેશનમાં જુદી જુદી જાતનાં લોકનું પ્રમાણ.

હાલની કોરપોરેશનના ૭૨ સભાસદોમાં ૧૪ યુરોપીયન, ૨૦ પારસી, ૨૨ હીંદુ, ૧૨ મુસલમાન, ૧ યાહુદી, ને ૩ દેશી ખ્રીસતીઓ છે. મુંબઇની વસતીમાં ૧૨૨૭૩ યુરોપીયન, ૪૬૨૩૧ પારસી, ૫૦૮૬૦૮ હીંદુ, ૧૫૫૭૭૦ મુસલમાન, ૫૩૫૭ યાહુદી, તથા ૨૯૬૪૫ દેશી ખ્રીસતીઓ ગણાયલા છે, તે તરફ જોતાં વસતીના પ્રમાણમાં સરવથી મોટી સંખ્યા યુરોપીયનોની છે, ને તે પછીની પારસીઓની છે. ઘણા ખરા યુરોપીયનો સરકારી નેમણુકના છે. કોરપોરેશનમાં, તેમજ સુધરાઇના અમલદારોમાં, ને યુનીવરસીટી વગેરે ખાતાંઓમાં, જયાં નેમણુક સરકારના હાથમાં હોય છે ત્યાં યુરોપીયનોનું ચોકસ પ્રમાણ રાખવું જોઇયે એવી સરકારની રાજનીતી છે. તેથી કોરપોરેશનમાં આટલા બધા યુરોપીયન સભાસદો બેસે છે. પારસી સભાસદો સરકારી નેમણુક વગર મોટું પ્રમાણ ધરાવે છે તે તેઓની બાહોશી તથા મળતાવડાપણાનું પરીણામ છે.

## સ્ટેનડીંગ કમીટીમાં જુદી જુદી જાતનાં લોકનું પ્રમાણ.

સટેનડીંગ કમીટીમાં હાલ ત્રણ યુરોપીયન, ત્રણ પારસી, બે હીંદુ, બે દેશી ખ્રીસતી, એક યાહુદી અને એક મુસલમાન છે. અહીં પણ યુરોપીયન તથા પારસીઓએ પોતાનું બળ જાળવી રાખયું છે. પણ ત્રણે યુરોપીયન સરકારી નેમણુકના છે. ચોથો સરકારી સભાસદ યાહુદી છે.

## મયુનીસીપલ કમીશનર.

આ મોટા અમલદારની નેમણુક કોરપોરેશનના હાથમાં નથી. સરકારે તે પોતાના હાથમાં રાખી છે. એકેક નેમણુક ત્રણ વરસની ઠરાવી છે, પણ તેના તે અમલદારને ત્રણ વરસ પછી પાછો પણ નેમી શકાય.

કમીશનરની નેમણુક કરવાનો હક સરકારે કોરપોરેશનને આપયો નથી, પણ તે અમલદાર નાલાયક માલમ પડે તો તેને રૂખસદ આપવાનો હક કોરપોરેશન ધરાવે છે. તે એ રીતે કે, કોરપોરેશનની કોઇ સભામાં ઓછામાં

ઓછા ૪૫ સભાસદ મત આપે કે તેને કાઢવો તો સરકાર તેને તાબડતોબ કાઢવા બંધાયલી છે. ઉપલી રીતે તેને કાઢવાનો ઠરાવ કોરપોરેશને પસાર નહીં પણ કરયો હોય, ને જો સરકારને એવું માલમ પડે કે એ અમલદાર પોતાના ઓધાની ફરજો બજાવવા અશક્ત છે, અથવા તો તેણે એવી કાંઇ બેદરકારી કે બદચાલ ચલાવી છે કે જેને સારૂ તેને કાઢવો એ જરૂરનું છે, તો સરકાર તેને કાઢી શકે.

કમીશનરને પગાર કેટલો આપવો તે, નેમણૂક કરતી વખતે, સરકાર ઠરાવે છે, પણ તે રૂ૨૦૦૦ થી ઓછો કે રૂ ૨૫૦૦ થી વધુ ઠેરવી ન શકાય. એના બદલામાં એને પોતાનો આખો વખત તથા સઘળું ધયાન પોતાના ઓધાની ફરજોપરજ આપવાં પડે છે. એટલે કે કમીશનરના ઓધા સીવાય બીજો કોઇ ઓધો તે ધરાવી ન શકે, કે ધંધો કરી ન શકે—સીવાય કે મુંબઇના પોર્ટ ટ્રસટ કે સીટી ઇમપરૂવમેંટ ટ્રસટમાં એક ટ્રસટી તરીકે તે કામ કરી શકે, અને કોરપોરેશનની રજાથી મુંબઇ શેહેરને લગતી કોઇ બાબદની કમીટી નેમી હોય તો તેપર પણ તે કામ કરી શકે. જો કોઇ કમીશનર ત્રણ વરસ સુધી કોરપોરેશનની નોકરી બજાવી ચુકયો હોય ને કોરપોરેશન તેનો પગાર વધારવા રાજી હોય તો રૂ૩૦૦૦ સુધી તેને વધારેમાં વધારે પગાર આપી શકાય.

કમીશનરને જો રજા જોઇતી હોય તો સટેનડીંગ કમીટીની મંજુરીઆત લીધા પછી સરકાર તેને રજા આપે, ને તેને બદલે કામચલાઉ કમીશનર નીમે, ને ઉપર જણાવેલી સરતો પ્રમાણે તે કામચલાઉ અમલદારનો પગાર ઠરાવે.

કમીશનરનો ઓધો ધરાવનાર, સીધી કે આડકતરી રીતે, પોતે જાતે કે કોઇ ભાગીદાર મારફતે, કોરપોરેશનની કાંઇ પણ બીજી નોકરી કે કાંઇ પણ કંત્રાકટમાં ભાગ રાખી શકે નહી. અગર જો તેમ હોય તો તેવા શખસને કમીશનરના ઓધાપર મેલાય નહીં, અથવા નેમવા પછી તે એમ કરે તો તુરત તે બરતરફ થાય.

કોરપોરેશનની તથા સટેનડીંગ કમીટીની કોઇ પણ મીટીંગમાં જેમ એક સભાસદ બેસે કે ભાગ લઇ શકે તેજ પ્રમાણે કમીશનર પણ લઇ શકે ને પોતાના વીચારો આપી શકે, પણ તેનાથી કાંઇ પણ દરખાસત પોતે મુકાય નહીં, ને કોઇ પણ દરખાસતોપર મત ગણતાં તેનું મત ગણી ન શકાય.

૧૮૭૩ થી તે અતયાર સુધીમાં નીચે લખેલા ગ્રહસથોએ કમીશનરનો ઓધો ભોગવયો છે:—

૧૮૭૩—મી૦ ડબલયુ. જી. પેડર.

૧૮૭૪—મી૦ પેડર, મી૦ ઇ. ડબલ્યુ. રેવનસક્રાફ્ટ, મી૦ પેડર.

૧૮૭૫—મી૦ પેડર, મી૦ એચ. ઇ. જેકંબ.

૧૮૭૬—મી૦ પેડર, મી૦ રેવનસક્રાફ્ટ.

૧૮૭૭—મી૦ રેવનસક્રાફ્ટ, મી૦ એ. સી. ટરેવર, મી૦ જે. એચ. ગ્રાંટ.

૧૮૭૮—૧૮૭૯—મી૦ ગ્રાંટ.

૧૮૮૦—મી૦ ગ્રાંટ, મી૦ જે. એમ. કેમપબેલ, ડાકટર ટી. એ. વેઅર.

૧૮૮૧—મી૦ ગ્રાંટ, મી૦ જે. નયુજંટ, ડાકટર વેઅર, મી૦ ઇ. સી. કે. ઓલીવંટ.

૧૮૮૨ થી ૧૮૮૭ સુધી—મી૦ ઓલીવંટ.

૧૮૮૭—૮૮—મી૦ એફ. એલ. ચારલસ.

૧૮૮૮—૮૯—મી૦ ઓલીવંટ.

૧૮૮૯—૯૦—મી૦ ઓલીવંટ.

૧૮૯૦—૯૧ થી ૧૮૯૨—૯૩—મી૦ એચ. એ. એકવરથ.

૧૮૯૩-૯૪-મી૦ એકવરથ, ડાકટર વેમ્બર.

૧૮૯૪-૯૫-મી૦ એકવરથ.

૧૮૯૫-૯૬ થી ૧૮૯૭-૯૮ સુધી મી૦ પી. સી. એચ. સનો.

૧૮૯૮-૯૯-મી૦ સનો, મી૦ ડબ લ્યુ. એલ. હારવી.

૧૮૯૯-૧૯૦૦-મી૦ હારવી.

૧૯૦૦-૦૧-મી૦ હારવી, મી૦ જે. સલેડન.

૧૯૦૧-૧૯૦૨-મી૦ હારવી, મી૦ ડબલ્યુ. ડી. શેપરડ.

૧૯૦૨-૦૩-મી૦ શેપરડ, મી૦ હારવી.

૧૯૦૩-૦૪ થી ૧૯૦૪-૦૫-મી૦ ડ બલ્યુ. એલ. હારવી, આઇ. સી. એસ; સી. આઇ. ઇ.

ફક્ત એકલા ડાકટર વેમ્બર સીવાય ઉપલા સરવે કમીશનરો "સીવીલ સર વીસ" વાળા સરકારી અમલદારો હતા. ડાકટર વેમ્બરને ટુંક મુદતો સારૂ કામચલાઉ કમીશનર નેમવામાં આવયા હતા. કમીશનરનો ઓધો સીવીલ સર વીસવાળા અમલદારોને વાસતે કાંઇ ખાસ જુદો રાખયો નથી, જો કે અ તયાર સુધી એ સરવીસવાળા ભાગયશા ળીઓએજ એ ઓધો ભોગવયો છે.

## ડેપયુટી મયુનીસીપલ કમીશનર.

અગર જો કામનો બોજો એટલો થાઇ પડે કે કમીશનર એકલે હાથે તેને ઉઠાવી ન શકે તો તેને મદદ આપવા એક ડેપયુટી કમીશનર નેમવાની કોર પોરેશનને સતા છે, પણ એવી નેમણુ ક સરકારની બહાલી વગર કોરપોરેશન થી ન કરાય. રૂ૧૨૦૦ થી રૂ૧૫૦૦ સુ ધી જે ગમે તે પગાર કોરપોરેશન ડેપ યુટી કમીશનરને આપી શકે. એ અમ લદાર કમીશનરના હુકમ હેઠે કામ કરે, અને કમીશનર પોતાની સતા અને ફર જમાંથી જે ચાહે તે ફરજ કે સતા તે ને સવાધીન કરી શકે, પણ કઇ કઇ સવાધીન કીધી છે તે વીશે તે કોરપો રેશનને ખબર કરે. જે કોઇ કામ કે ચીજ ડેપયુટી કમીશનર બજાવે કે કરે તે કમીશનરેજ કરયાં કે બજાવયાં હોય એમ ગણાય.

અતયાર સુધીમાં ફક્ત બેજ અમલ દારો ડેપયુટી કમીશનર દાખલ નેમા યા છે. એક મી૦ એચ. એ. એકવ રથ, જે ચારેક માસ ડેપયુટી દાખલ કામ શીખી પાછળથી ખુદ કમીશનર નો ઓધો પામયા હતા, ને બીજો મી૦ જે. એચ. ડુબોલે, જેમને મરકીના સ બબે કામ વધી પડવાથી મારચ ૧૮૯૭ થી તે સપટેમબર ૧૯૦૦ સુધી ડેપયુટી કમીશનર નેમયા હતા. એ રીતે ડેપયુટી કમીશનરનો ઓધો પણ અતયાર સુલી કમાં સીવીલ સરવીસવાળાઓનેજ મળ યો છે, પણ તેમનેજ મળવો જોઇયે એવું કાંઇ કાયદામાં ઠરાવયું નથી.

## જુદા જુદા મયુનીસીપલ સતા ધારીઓની સતા.

અગાઉ જણાવી ગયા પ્રમાણે સર વે મયુનીસીપલ સતા ત્રણ સતાધારી ઓને હસતક આપેલી છે, એટલે કે, કોરપોરેશન, સટેનડીંગ કમીટી અને કમીશનરને. એ ત્રણમાં એક ચોથો પ ણ સતાધારી ઉમેરી શકાય, જો કે મયુ નીસીપલ કાયદામાં તેને સતાધારી તરી કે લખયો નથી. તે કોઇજ નહીં પણ મુંબઇની સરકાર છે, જેણે કેટલીક મયુ નીસીપલ સતા પોતાના હાથમાં રાખી છે.

અમુક બાબદો જે કાયદામાં દરશા વી છે તે બાદ કરતાં બાકી સરવે બા બદોમાં આ મુંબઇ શેહેરનું મયુનીસી પલ રાજય કોરપોરેશનના હાથમાં આપ યું છે. સરવે મયુનીસીપલ વહીવટ ઉ પર કોરપોરેશનનો કાબુ છે. કેટલીક ચોકસ બાબદોનો ફડચો સટેનડીંગ ક મીટી કરી શકે છે. નાણાં સંબંધી વ હીવટપર પેહેલી દેખરેખ સટેનડીંગ ક

મીટીની છે. આવક જાવકનો અડસટો (બજેટ) તે પેહેલાં નકી કરે છે ને તેમાં જગાત કેટલી લેવી તે પેહેલાં તે ઠરાવે છે, જો કે છેવટનો હુકમ તેપર કોરપોરેશન આપે છે. બજેટ ઉપરાંત કાંઇ પાછળથી ખરચ ઉભો થાય તો તેની બહાલી ચોકસ હદમાં સટેનડીંગ કમીટી આપી શકે છે, ને તે ઉપરાંત કાંઇ હોય તો નાણાં કયા હીસાબમાંથી વાપરવાં તે તેની ભલામણપરથીજ કોરપોરેશન ઠરાવે છે. મયુનીસીપલ કાયદાનાં ફરમાનો બજાલાવવા માટેની સરવે કામદાર સતા મયુનીસીપલ કમીશનરના હાથમાં મુકી છે, પણ તે કાયદામાં દરશાવેલી ચોકસ હદ, સરત અને બંધી સાથે, અને જયાં જયાં કાયદામાં કોરપોરેશન કે સટેનડીંગ કમીટીની બહાલી કે પસંદગી ફરમાવી હોય તયાં તયાં તેવી બહાલી કે પસંદગી મેળવવા પછી. કેટલીક બાબદોમાં સરકારે પોતાને હાથ કાબુ રાખયો છે. દાખલા તરીકે, પોલીસનો કેટલો ખરચ મયુનીસીપલ તીજોરીમાંથી આપવો તે સરકાર નકી કરે. કેટલાક કાયદા કાનુનો કોરપોરેશન નકી કરે, તે સરકારની બહાલી વગર અમલમાં ન આવે. તેમજ ઘણીએક બાબદમાં કોરપોરેશનનો હુકમ તયારેજ અમલમાં આવે કે જયારે સરકારે તેને બહાલી આપી હોય. કમીશનરની નેમણુક સરકાર કરે. હેલ્થ ઓફીસર, એકઝીકયુટીવ એનજીનીયર અને ડેપયુટી કમીશનરની નેમણુક કોરપોરેશન કરે તેને પણ સરકારની બહાલી મળવી જોઇશે. જો સરકારને માલમ પડે ને તેમની ખાત્રી થાય કે કોઇ ચોકસ બાબદો (જે કાયદામાં મુકરર કરી છે) તેમાં કોરપોરેશન કે કમીશનર તેમને માથે નાખેલી ફરજ બરાબર રીતે બજાવતા નથી, તો સરકાર તે ફરજ બજાવવા સારૂ ચોકસ વખત નેમે, ને તેટલા વખત પછી પણ કોરપોરેશન કે કમીશનર તે ફરજ ન બજાવે તો સરકાર તે બાબદ પોતાના હાથમાં લે, ને પોતે ગમે તે આસામીને નેમી તેની પાસે તે ચોકસ કામ કરાવે ને તેનો સઘળો ખરચ મયુનીસીપલ તીજોરીમાંથી અપાવે. એ વીગેરે ઘણીક મયુનીસીપલ સતા સરકારે પોતે રાખી છે, તેથી કાયદામાં નેમેલા ત્રણ સતાધારી ઉપરાંત મુંબઇની સરકાર પણ એક ચોથા મયુનીસીપલ સતાધારી (authority) દાખલ લેખાય.

## કોરપોરેશનની ફરજો.

કોરપોરેશન સારૂ બે જાતની ફરજો મુકરર કરી છે. કેટલીક એવી કે તેમને બજાવવીજ જોઇયે, ને કેટલીક એવી કે તેમની નજરમાં વાજબી લાગે તો બજાવવી.

બજાવયા વીના ચાલે નહી તેવી ફરજો નીચે પ્રમાણે છે, જેને વાસતે જે કાંઇ ઇલાજ કે ઉપાય કાયદા પ્રમાણે તેનાથી વાપરી શકાય તે વાપરી પુરતો બંદોબસત કોરપોરેશને કરવો જોઇયે:—

(૧) ગટરો, ગટરકામો, જાહેર પાયખાનાંઓ, મુતરડીઓ બંધાવવી, ચાલુ રાખવી અને સફાઇ કરાવવી.

(૨) જાહેર તથા ખાનગી વપરાસ માટે પાણી પુરૂં પાડવાનાં બાંધકામો તથા સાધનો બંધાવવાં તથા જારી રાખવાં.

(૩) શેહેરમાં સફાઇ કરાવવી, અને નરક અને બીજી ગલીચી તથા રાખ, છારૂં ને કચરો પુંજો લઇ જવો ને તેનો નીકાળ કરવો.

(૪) રોગ ઉતપન કરે એવી જગયાઓ પુરાવવી, નુકસાનકારક પાળો ઉગયો હોય તો તે કઢાવવો, અને સાધારણ રીતે કાંઇ પણ નુકસાનકારક ચીજ હોય તેનો ત્રાસ કમતી કરવો.

(૫) મસાણ કબ્રસતાન વીગેરે મુડદાંઓનો નીકાળ કરવાની જગયાઓને બરાબર રીતે રાખવાનો બંદોબસત કરવો અને તે કારણ સારૂ નવી જગયાઓ પુરી પાડવી.



કોરપોરેશનના સભાસદોનો મેળાવડો.

(૬) જનમ તથા મરણોની નોંધ રાખવી.

(૭) ધાસતીભરયા રોગો થતા તથા ફેલાતા અટકાવવાના ઉપાયો લેવા.

(૮) જાહેર બજારો તથા કસાઇખાનાં બંધાવવાં તથા તેનો નીભાવ કરવો અને ખાનગી તથા જાહેર સરવે બજારો અને કસાઇખાનાંનો બંદોબસત કરવો.

(૯) ધાસતીભરયા તથા ગંધીલા ધંધાઓ માટે બંદોબસત કરવો.

(૧૦) આગ હોલવવા સારૂ બંબા, માણસો વગેરે રાખવાં, અને આગ લાગે તે વખતે જાન મીલકતનું રક્ષણ કરવું.

(૧૧) ધાસતીભરેલી ઇમારતો તથા જગયાઓને નીરભય કરવી અથવા કઢાવી નાખવી.

(૧૨) જાહેર રસતાઓ, પુલો વીગેરે બંધાવવા, તેમનો નીભાવ કરવો, ને તેમાં ઘટતા ફેરફાર ને સુધારા કરવા.

(૧૩) જાહેર મોહોલ્લાઓમાં રોશની કરાવવી, રસતાપર પાણી છીપાવવું ને રસતા સાફ કરાવવા.

(૧૪) રસતાઓ, પુલો અને બીજી જાહેર જગયાઓ ઉપર હરકત થાય એવી રીતે કાંઇ મુકાતું કે બંધાતું અટકાવવું.

(૧૫) રસતાઓને નામ તથા ઘરોને નંબર આપવાં.

(૧૬) મુળ કેળવણી સારૂ નીશાળો નીભાવવી, તેમને મદદ આપવી તથા તેમને સારૂ લાયક મકાનો પુરાં પાડવાં.

(૧૭) મયુનીસીપલ ઓફીસ, તથા કોરપોરેશનને હસતકનાં સરવે જાહેર મકાન, સથંભ, પુતળાં ને બીજી મીલકતો નીભાવવી.

(૧૮) શેહેરની પોલીસના વારસીક ખરચનો જેટલો ભાગ વખતે વખત સરકાર ઠરાવે તેટલો પગાર કરવો.

(૧૯) ભાડે ફેરવવાની ગાડીને પરવાના આપવા બાબદમાં મુંબઇના પોલીસ કમીશનરને જે ઉપલગ ખરચ બેસે તે પગાર કરવો.

ઉપર લખેલી ૧૯ બાબદો ઉપરાંત કોરપોરેશનની નજરમાં વાજબી લાગે તો નીચે લખેલી સરવે અથવા કોઇ પણ બાબદ સારૂ વખતો વખત બધો અથવા થોડો ખરચ તે પુરો પાડે:—

(૧) લોકને શીતળા મુકવાનું કામ.

(૨) મુળ કેળવણી સીવાય બીજી કેળવણીનું કામ.

(૩) પુસતકખાના, સંગ્રહસથાનો તથા ચીત્ર વગેરેનાં પ્રદરશનો બંધાવવાં તથા નીભાવવાં કે તેમને મદદ કરવી.

(૪) જાહેર બાગો તથા હવા ખાવાની જગયાઓ તથા વનસપતી વીદયા તથા પ્રાણી વીદયાને લગતા સંગ્રહો બંધાવવા કે નીભાવવા.

(૫) રસતાઓની બાજુએ કે બીજે ઠેકાણે ઝાડો રોપાવવાં ને તેમને સાચવવાં.

(૬) ઘરો તથા જમીનોની મોજણી કરાવવી.

(૭) લગનોની નોંધ લેવાડવી.

(૮) વસતીની ગણત્રી કરાવવી.

(૯) નામાંકીત માણસોને "એડરેસ" આપવાં.

(૧૦) લોકને સલામતી, સુખાકારી, સગવડ કે કેળવણી મળી શકે એ એવી આગળ નહીં દરશાવેલી હોય તેવી કોઇ પણ બાબદ.

એ ઉપરાંત આગળથી સરકારની મંજુરીયાત મેળવીને કોઇપણ જાહેર ખાણાંપીણાં કે રમતગમતમાં કે જાહેર ક્રીયામાં કોરપોરેશન પોતાને ગમે એટલો ફાળો આપી શકે.

ઉપર લખેલી કોઇપણ બાબદસર કોરપોરેશન પોતાને હસતકનાં નાણાં વાપરે તો તે કાયદાપુરવક ગણાય. એ સી

વાય કોઇ બીજી બાબદપર ખરચ કરવાનો કોરપોરેશનને અખતયાર નથી.

## "મયુનીસીપાલીટી" એટલે શું?

કોરપોરેશનને શેહેરના કયા કયા પ્રકારનાં કામો કરવાં પડે છે, તેની ઉપર આપેલી ટીપોપરથી વાંચનાર સમજી શકશે કે મયુનીસીપલ કારોબાર એટલે શું. આ એક જાતનું "રાજયની અંદર રાજય" છે. દેશપર બ્રીટીશ સરકાર રાજય કરે છે. સઘળો અખતયાર સરકારનો પોતાનો છે, પણ સરકારે રાજીખુશીથી આ શેહેરને લગતો અમુક અખતયાર પોતે છોડી દીધો છે ને એક શેહેરી સમાજ બનાવી ઘટતી સાવચેતીઓ સાથે તેમને સોંપયો છે. તેઓને જકાત ઉઘરાવવાની, નાણાં ખરચવાની, કાયદા કાનુનો બનાવવાની, તેમને અમલમાં મુકવાની, કાયદાનો ભંગ કરનારને સજા કરાવવાની વગેરે પુશકળ રાજકીય સતા સોંપી છે. બીજાં શેહેરોમાં પણ મયુનીસીપાલીટીઓ સથપાઇ છે; પણ કોઇ પણ ઠેકાણે સરકારે આટલા બધા હકો છોડી દઇ શેહેરી સમાજને સોંપયા નથી. બીજા બોલોમાં સથાનીક સવરાજય મુંબઇમાં જેટલું બળવાન છે તેટલું બીજા કોઇ શેહેરમાં નથી. ખુદ હીંદુસતાનના પાયતખત શેહેર કલકતામાં પણ શેહેરીસમાજ મુંબઇની શેહેરીસમાજ જેટલું સવતંત્ર રાજય કરતી નથી. મુંબઇના શેહેરીઓ ૧૮૬૫ ના વરસથી સવરાજયના હુનરમાં તાલીમ લેતા આવયા છે, ને અતયાર સુધીમાં એવા કુશળ બનયા છે જે, મુંબઇનું કોરપોરેશન (તેના ઉપર અવારનવાર ગમે એવા ટીકા થાય તે છતાં) એક નમુનેદાર સમાજ છે, જેને સારૂં આ શેહેરને મગરૂર રેહેવાનું કારણ મળે છે. આપણા નામદાર વાઇસરાય લોરડ કરઝન, જેઓએ કલકતા કોરપોરેશનની સતા તથા સવતંત્રપણાનું ખંડન કરવાનું જરૂરજોગ વીચાર્યું છે, તેઓએ પણ મુંબઇ કોરપોરેનનું છેલ્લું એડરેસ (ડીસેમબર ૧૯૦૪ માં) સવીકારતાં કબુલ કરયું જે એ કોરપોરેશન શેહેરની સારી સેવા બજાવે છે.

## મેહેસુલ ઊઘરાવવાની કોરપોરેશનની સતા.

હવે જે જુદા જુદા પ્રકારનાં અનેક કામ સરકારે કોરપોરેશનને કરવા આપયાં છે, તે કરવા સારૂ જે નાણાં જોઇયે તે કોરપોરેશન કેમ મેળવી શકે તેની તપાસપર આવયે.

નીચલી ચાર જાતના કર ઉઘરાવવાનો કોરપોરેશનને હક છે :—

(૧) મીલકતપર કર,

(૨) ગાડી તથા જાનવરોપર કર,

(૩) છાશટીથી મુંબઇમાં દાખલ થતી ગાડીઓપર રસતાવેરો અને

(૪) હાંસલવેરો (Town Duties) એટલે શેહેરના ખપ સારૂ આયાત થતા ચોકસ માલપર જકાત.

## મીલકતપર નાખેલા કરો.

મીલકતોપર ત્રણ જાતના કરો નાખેલા છે. એક પાણી સારૂ, એક હલાલખોર સારૂ તથા એક સામાનય.

એ કરો મીલકતના ભાડાંપર લેવાય છે. શેહેરની દરેક મીલકતનું વરસ દહાડે શું વાજબી ભાડું આવવું જોઇયે તેની ગણતરી કરવામાં આવે છે ને તે ભાડાંમાંથી સમારકામ વીગેરે સરવે બીજા ખરચ બદલ સેંકડે દશ ટકા ઓછા કરવામાં આવે છે, ને જે બાકી રહે તે મીલકતની જમાબંધી અથવા આંકણી, ને કર તે આંકણી ઉપર લેવાય. દાખલા તરીકે એક મીલકત વરસ દહાડે ૩૫૦૦ ભાડું લાવે તેવી હોય (તેના ધણીએ કદાચ ઓછે ભાડે પણ આપી હોય પણ વાજબી રીતે કેટલું ભાડું આવવું જોઇયે તે ગણાય) તો તે ૩૫૦૦ માંથી સમારકામ વીગેરેના સેંકડે ૧૦ ટકા લેખે બાદ થાય, એટલે ૩૫૦ નીકળી ગયા, ને ૩૪૫૦ તે એ ઘરની આંક

ણી કે જમાબંધી; ને કર ૩૪૫૦ પર ગણાય.

## પાણીનો કર.

શેહેરને પાણી પુરૂં પાડવાનો જે ખરચ થાય તે તરફ જોતાં કોરપોરેશનને સેંકડે જેટલા ટકા વાજબી લાગે તેટલા ટકાનો કર પાણી સારૂં લીએ. હાલ એ કર સેંકડે ચાર ટકાનો છે. પણ દરેક મીલકતને માટે સેંકડે ચાર ટકાને હીસાબે કર લેવાતો નથી. સટેનડીંગ કમીટી ઠરાવે તે જાતની કેટલીક મીલકતોને મીટરથી માપી પાણી પુરૂં પાડવાનો તથા સટેનડીંગ કમીટી નકી કરે તેટલું દામ તે પાણી સારૂ લેવાનો હક કમીશનરને છે. અગર તમે મયુનીસીપાલીટીનું પાણી નહીં પણ વાપરતા હો, પણ તમારી મીલકત એવે ઠેકાણે આવી હોય કે જેને સારૂ કમીશનરે જાહેર કરયું હોય કે તે ઠેકાણેની સરવે મીલકતને પુરૂં પડે તેટલું પાણી મયુનીસીપલ બાંધકામોમાંથી આપી શકાશે તો તમોને કર આપવોજ પડે.

## હલાલખોરનો કર.

એ કરની હદ સેંકડે ત્રણ ટકા રાખેલી છે. ત્રણ ટકાથી વધુ તે નહીં લેવાય, પણ તેટલી હદ સુધી જેટલો કોરપોરેશનને વાજબી લાગે તેટલો લીએ. નરકને ગલીચી એકઠી કરી તેને લઇ જવાનો તથા ગટરો બાંધવા, સમારવા તથા સાફ કરવાનો જે મયુનીસીપાલીટીને ખરચ થાય તે તરફ જોઇને જેટલો કર વાજબી ગણાય તેટલોજ કોરપોરેશન લઇ શકે ને તે સેંકડે ૩ ટકાથી વધુ નહી. વળી કોઇપણ એક છુટી મીલકતપર આના ચારથી ઓછો કર લઇ ન શકાય, અને હોટેલો, કલબો કે બીજી કાંઇ મોટી મીલકત હોય તો તેપર સટેનડીંગ કમીટી નકી કરે તેટલો ખાસ દર કમીશનર લઇ શકે; પછી તે મીલકતની ગલીચી હલાલખોરો સાફ કરતા હોય કે બીજી કોઇ હીકમતથી સાફ થતી હોય. તમે મયુનીસીપલ મદદ લેવા વગર તમારા ઘરની ગલીચી સાફ કરાવતા હો, પણ તમારૂં ઘર એવે ઠેકાણે આવયું હોય કે જેને સારૂં કમીશનરે જાહેર કરયું હોય કે તે ઠેકાણેની ગલીચી મયુનીસીપલ બંદોબસતથી સાફ કરાશે, તો તમોને કર આપવો પડે, સીવાય કે કમીશનરનું એવું મત હોય કે તમારા ઘરપર કાંઇ ગલીચી જમા થતીજ નથી. હાલ હલાલખોરનો કર સેંકડે ત્રણ ટકાનો નાખેલો છે.

## સામાનય કર.

ઉપલા બે કરો ઉપરાંત એક સામાનય કર મીલકતોપર આપવો પડે છે. એની હદ વધતામાં વધતી સેંકડે બાર ટકાની અને ઓછામાં ઓછી સેંકડે આઠ ટકાની છે. પણ તે ઉપરાંત ઓછામાં ઓછા સેંકડે બે આના અને વધારેમાં વધારે સેંકડે બાર આના મીલકતોનું આગથી રક્ષણ કરવાના ખરચ બદલ આપવા પડે છે. એ કર શેહેરના દરેક ઘર અને દરેક જમીનપર લેવાય છે; સીવાય કે જે ઘર જાહેર ભકતીપુજા સારૂ કે ધરમખાતાં દાખલ વપરાતું હોય, અથવા તો સરકારી કે મયુનીસીપલ મીલકતો જે પર જો કર લીધો હોય તો સરકારને કે કોરપોરેશનને પોતાનેજ આપવો પડે.

કોઇ ભકતીપુજાનું કે ધરમનું મકાન હોય, પણ તેમાં કાંઇ વેપાર ધંધો ચાલતો હોય, અથવા તેનું કાંઇ ભાડું ઉપજતું હોય, પછી તે ભાડું ધરમના કામ કાજમાં વપરાય, તોપણ તેને કર આપવો પડે છે.

## સરકારી મીલકતોપર કર.

સરકારી મીલકતો સારૂં એવું ઠરાવયું છે જે, તેની આંકણી બીજી મીલકતોની થાય છે તેમ મયુનીસીપલ અમલદાર નહી કરે, પણ એક ખાસ નીમેલો આસામી—જેને કોરપોરેશનની કબુલાત લઇ સરકાર નીમે—તે આસામી તે

જ ધોરણપર કરે, ને તે આંકણી પાંચ વરસ સુધી કાયમ રહે; જો કે એ પાંચ વરસ દરમયાન જો મીલકતમાં કાંઇ અ વશય વધઘટ થઇ હોય તો તેને ફાળે પડતી આંકણી વધુ ઓછી ગણવી; અ ને પછી તે આંકણીપર સરકારે એક રકમે સામટો કર આપવો; પણ કોઇ સાધારણ ઘરધણી તેટલીજ આંકણીની મીલકતપર આપે તેના કરતાં સેંકડે વીસ ટકા જેટલો ઓછો આપવો.

### પોરટ ટ્રસટની મીલકતોપર કર.

એજ પ્રમાણે પોરટટ્રસટની મીલકતોની આંકણી સરકાર પોતે કરે એમ ઠરાવયું છે, ને તેના ઉપર પોરટટ્રસટ એક રકમે કર ભરે; પણ કોઇ સાધારણ ઘરધણી કરતાં સેંકડે પાંચ ટકા ઓછો ભરે.

### ખાલી મીલકતોપરનો કર પાછો અપાય છે.

અગર જો કોઇ મીલકત ૩૦ કે તેથી વધુ દીવસ સુધી ચાલુ ખાલી રહી હો ય તો તેટલા દીવસનો તેપર ભરેલો પા ણીનો ને હલાલખોરનો કર પાછો મળી શકે છે; ને જો ૬૦ કે તેથી વધુ દીવ સ સુધી ચાલુ ખાલી રહી હોય તો તે ટલા દીવસના સામાનય કરનો બે તરૂતી યાંશ ભાગ પાછો મળી શકે છે.

### સામાનય કરનો દર.

સામાનય કર (General tax) નો દર ૧૯૦૧–૧૯૦૨ નાસાલથી ૧૦।। ટકા નો રાખયો છે, જેમાં આઠ આના અગની રક્ષણના ખરચના છે. પણ મીલકતોની નવેસરથી આંકણી કરયાથી એ સામાનય કરની આવક એટલી તો વધી છે કે આવતી તા૦ ૧ લી એપ્રેલથી શરૂ થતાં વરસ સારૂં એ કર ઓછો કરી સેંકડે ૯ ટકાનો ઠરાવયો છે, જેમાં સેંકડે ૭ આના અગની રક્ષણના રાખયા છે. મયુનીસીપલ આમદાનીનો સઉથી મોટો ભાગ (લગભગ વરસ દહાડે રૂપીઆ ત્રીસ લાખ જેટલો) એ કરથી બનેલો છે.

### ગાડી તથા જાનવરો ઉપરનો કર.

એ કરની વધતામાં વધતી હદ કાયદા માં નીચે પ્રમાણે ઠરાવેલી છે, તેથી વધુ એ કર ઉઘરાવી શકાય નહી, પણ ઓછો લેવાય :—

(૧) દરેક ચાર ચાકની ગાડી, જે ઘોડા, ટટુ, ખચર, ગધેડા, બળદ, કે સાંચાકામથી ખેંચાતી કે ઢકેલાતી હોય, તે પર દર ત્રણ માસે ૩૫.

(૨) દરેક બે ચાકની ગાડી, ઉપર લખવા પ્રમાણે ખેંચાતી કે ઢકેલાતી, તે પર દર ત્રણ માસે ૩૩.

(૩) દરેક ગાડી, જે ઉપર લખયું છે તેથી કોઇ જુદી રીતે ખેંચાતી કે ઢકે લાતી હોય, તેપર દર ત્રણ માસે ૩૨.

બાર કે તેથી વધુ હાથની ઉંચાઇના દરેક ઘોડા, ટટુ તથા ખચરપર, દર ત્રણ માસે ૩૬.

બાર હાથથી ઓછી ઉંચાઇના દરેક ઘોડા, ટટુ અથવા ખચરપર, દર ત્રણ માસે ૩૨.

દરેક બળદ કે ઘોડો, ખેંચવા કે લાધવા સારૂં રાખેલો હોય તેપર, દર ત્રણ માસે ૩૧.

દરેક ગધેડું, ખેંચવા કે લાધવા કે સવારી સારૂં રાખેલું હોય તેપર, દર ત્રણ માસે ૩૧.

ઉપલી હદ સુધીમાં જેટલો કોરપોરેશન ઠરાવે તેટલો કર શેહેરમાં રાખેલા દરેક ગાડી, ગાડાં તથા જાનવરપર લેવાય, સીવાય કે તે સરકારી કે મયુનીસીપાલીટીના હોય, કે પોલીસ કે મયુનીસીપલ કે લશકરી કામ સારૂં વપરાતા હોય, કે તોપખાનાં, કે લશકરને લગતા હોય, કે મુંબઇની *ત્રામવેને લગતા હોય. વળી જો કોઇ

---

*૧૮૭૯ માં મુંબઇની ત્રામવેને લગતો એક કાયદો સરકારે પસાર કરયો છે તેમાં ત્રામવેના ગાડી ઘોડાને કરમાંથી મુકત કીધા છે; પણ એ ગાડી, ઘોડા મયુનીસી પાલીટીના રસતા વાપરે તે બદલ અમુક ભાડું ઠરાવયું છે; જેની રકમ હાલ વરસ દહાડે ૩૫૦૦૦૦ જેટલી થાય છે.

ગાડી વેચનારે વેચવા ગાડી રાખી હોય, ને તે વપરાતી નહી હોય, તેપર એ કર નહી લેવાય. કોઇ કારખાનાં, ગોડાઉન, કે રેલવેને લગતાં કોઇ મકાનમાં કે કોઇ ડંકાપર વપરાતાં ગાડાંપર, તેમજ એક ચાકની હાથ ગાડીપર તથા બચ્ચાંને ફેરવવાની ગાડીપર પણ એ કર નહી લેવાય. ગાડી ઘોડા કે બળદ ભાડે ફેરવનાર અથવા વેચવાના ઘોડા રાખનાર તબેલાવાળા કે બીજા શખ્સ સાથે, સટેનડીંગ કમીટીની મંજુરીઆત મેળવી, કમીશનર એવી ગોઠવણ કરી શકે કે તેને ઉપર લખવા પ્રમાણે કર આપવાને બદલે એક અમુક ઠરાવેલી રકમ વરસ દહાડાના કર બદલ એકદમ ભરી દેવી. તમે કેટલા ગાડી, ઘોડા વગેરે રાખોછો તેની સાચી વીગત કમીશનરને પુરી પાડવાની ફરજ કાયદાએ તમારે માથે નાખી છે. અગર તમો તે નહી પુરી પાડો તો કાયદામાં સજા ફરમાવેલી છે. વળી, કર લાગુ થાય એવા ગાડી, ઘોડા, વગેરે તમારી પાસે નહી હોય ને પછી તમારી પાસે આવે, તો તે વીશેની પણ વગર પુછવે તમે પંદર દીવસમાં કમીશનરને લખીને ખબર આપવી, ને જો નહી આપો તો તે સારૂં પણ સજા ફરમાવેલી છે.

કોઇ તબેલો, ગાડીખાનું કે બીજી જગ્યા, જ્યાં કમીશનર ધારે કે કર આપવો જોઇયે એવી કાંઇ ગાડી કે જાનવર રાખેલું છે, તો તે ઠેકાણે દાખલ થઇ તપાસ કરવાનો તેને હક છે. તેમજ કોઇ ધણી પાસે એવી ગાડી કે જાનવર છે એવું તેને લાગે તો સમન મોકલી તે ધણીને કે તેના નોકરને તે પોતાની સનમુખ બોલાવી શકે ને તેની તપાસ કરી શકે, ને કોઇ હાજર ન થાય કે હાજર થઇ સાચે સાચી વીગત ન આપે તો તેને પણ સજા ફરમાવેલી છે.

## છાશટીથી આવતી ગાડીઓપર વેરો.

છાશટીથી શેહેરમાં દાખલ થતી દરેક ગાડીપર દરેક વખત તે શેહેરમાં આવે તયારે આના બે સુધીનો રસતા વેરો કોરપોરેશન લઇ શકે, પણ જો કર આપતી શેહેરનીજ તે ગાડી હોય તો તે પર વેરો નહી લેવાય.

## માલપર જગાત (Town Duties.)

એ પણ ચોકસ હદ સુધીજ ને ચોકસ ઠરાવેલા માલપરજ લેવાય. પણ ઠરાવેલામાંના કોઇ માલપર જગાત નહી લેવા કોરપોરેશન વાજબી ધારે તો ગમે તો ન લીયે.

એ જગાત સારૂં ઠરાવેલો માલ ને તેપર ઠરાવેલી વધતામાં વધતી જગાત નીચે પ્રમાણે છે :—

૧. દરેક જાતના અનાજપર–ખાંડીએ છ આના.

૨. દરેક જાતના લોટપર–જે અનાજ માંથી તે લોટ થયો હોય તેપર જે લેવાય તેનો પોણો ભાગ.

૩. વાઇન અને દારૂપર–ઇમપીરીયલ ગયાલને આના ચાર.

૪. બીર દારૂપર–ઇમપીરીયલ ગયાલને આનો અરધો.

૫. ખાંડ અને ગોળપર–દર હંડરવેટે આના આઠ, એટલે મણે બે આના,

૬. ઘીપર–દર મણે ૧૦ આના.

૭ ઇમારતી * લાકડાંપર–તેની કીમત પર સેંકડે ૨॥ ટકા.

૮. બાળવાનાં લાકડાંપર–ખાંડીએ બે આના.

ઉપર પ્રમાણેનો કાંઇપણ માલ કોઇ પણ ઠેકાણેથી શેહેરમાં આવે તો તેપર ઉપલી હદ સુધીમાં કોરપોરેશન વરસો વરસ જેટલી ઠરાવે તેટલી જગાત લેવાય, પણ સરકારનો પોતાનો માલ આવયો હોય તો તેપર જગાત નહી લેવાય. વળી માલ આવતી વખતે તેનો ધણી જાહેર કરે કે સરકારના ખપ સારૂં તે મંગાવયો છે ને છ મહીનાની મુદતમાં તે સરકારે ઠરાવેલા કોઇ અમલદાર પાસેથી ખાત્રી

---

* રેલવેનાં સલીપરપર નહી લેવાય.

પત્ર લાવે કે તે માલ સરકારની મીલકત થઇ છે, તો તેપર ભરેલી બધી જગાત તેને પાછી મળે. એ જગાત શેહેરમાં ખપતા માલ ઉપરજ નાખવાનો કાયદાનો ઇરાદો છે ને શેહેરમાંથી પસાર થતા માલ ઉપર નહી; તેથી એવું ઠરાવયું છે કે કોઇ માલ ઉપર જગાત લીધી હોય ને તે માલ પાછો શેહેરમાંથી બહારગામ જાય તો લીધેલી જગાત પાછી આપવી. પણ તે એવી સરતે કે આયાત પછી છ માસની અંદર તે માલની નીકાશ થાઇ હોય તોજ—સીવાય કે ઇમારતી લાકડાં તથા લોટને એ છ માસની મુદત લાગુ નહી પડે. ઇમારતી લાકડાંને બાર માસની મુદત છે, ને લોટને સારૂં કાંઇ પણ મુદત ઠરાવી નથી; તે તો જ્યારે જાય તયારે જે જાતના અનાજનો તે લોટ હોય તેપર જેટલી તે વખતે જગાત હોય તેનો પોણો ભાગ પાછો મળી શકે. એ રીતે જગાત પાછી મેળવવી હોય તો માલની નીકાશ થાય તયારપછી માસ એકની મુદતમાં તે માંગવી જોઇયે, નહી તો નહી મળે. વળી પાંચ રૂપીઆની ઉપર જગાત થાઇ હોય તોજ પાછી મળે.

## આવકનાં બીજાં સાધનો.

ઉપર લખેલી જગાતોની આવક ઉપરાંત બીજી કઈ આવકો કોરપોરેશન ઉઘરાવી શકે છે તેની તપાસપર આવયે.

## પરવાનાઓ.

નીચલી બાબદોસર પરવાના લેવા પડે છે ને દરેક પરવાના સારૂં અમુક ઠરાવેલી કીમત આપવી પડે છે:—

(૧) ધાસતીભરેલી કે ગંધીલી ચીજો ના ધંધા સારૂં.

(૨) મોહોલાની જગા રોકવા સારૂં, ધરને પરાંચ બાંધવા સારૂં, વગેરે.

(૩) ગાડી ભાડે ફેરવવા સારૂં, (એ પરવાના પોલીસ કમીશનર આપે છે, પણ તેની આવક મયુનીસીપાલીટીમાં જાય છે.)

(૪) દારૂની દુકાનો સારૂં.

## દારૂના પરવાના.

એ પરવાના પણ સરકાર તરફથી અપાય છે. ૧૮૪૫ ના સાલથી એ પરવાનાની આખી આવક મયુનીસીપાલીટીનેજ મળતી હતી, પણ ૧૮૭૮ માં એક કાયદો પસાર કરી સરકારે એવું ઠરાવયું છે જે સરકારે આવક ઉઘરાવવી ને ફકત રૂપીઆ ૧૪૩૭૫૦ ની રકમ વરસ દહાડે મયુનીસીપાલીટીને આપવી. એ આવક હવે ઘણી વધી ગઇ છે ને આખી આવક મયુનીસીપાલીટીને વાજબી રીતે મળવી જોઇયે એવી ઘણીએકવાર કોરપોરેશને સરકાર સાથે ખટપટ કરી છે. પણ દરેક વખતે સરકારે કાનપર હાથ મુકયા છે ને ૧૮૭૮ ના કાયદામાં મુકરર કરેલી રકમ સીવાય કાંઇપણ વધુ આપવા સાફ ના પાડી છે. સરકાર સાથના કોરપોરેશનના વાંધાઓમાંનો આ પણ એક અગતયનો વાંધો છે ને મયુનીસીપાલીટીની આએ હકદાર આવક સરકારે કાયદો પસાર કરી જપત કરવા બાબદ કોરપોરેશનના દીલમાં ડાઘ બેઠેલો છે.

## તંબાકુંની જગાત.

આ જગાત સરકાર ઉઘરાવે છે, પણ તેની આવક જે વરસ દહાડે લગભગ અઢી લાખ જેટલી થવા જાય છે, તે મયુનીસીપાલીટીને આપે છે. એ જગાત બાબદ પણ કોરપોરેશન ને સરકાર વચે મતફેર છે. તંબાકુપરની જગાત સને ૧૮૫૭ નાં વરસમાં પસાર કરેલા એક કાયદાની સતાથી સરકાર ઉઘરાવે છે. શેહેરમાં ખપાવવા સારૂં જેટલો તંબાકુ બહારગામથી આવે તેટલાપર દર બંગાલી મણે (એટલે ૮૦ રતલે) રૂ૭ાની જગાત લેવાય છે. કોઇ પોતાના અંગત ખપ સારૂં લાવે તો આઠ રતલ જેટલો વગર જગાતે લાવી શકે. એ ઉપરાંત છુટક વેચાણ સારૂં વરસે રૂ૧) ની ફીનો પરવાનો લેવો પડે છે. ગરીબ લોકના ખપની ગામઠી બીડીઓ વેચનાર પણ પરવાનાનો રૂ૧ આપે ને કીમતી સીગાર,

ચીરૂટ ને સીગારેટનો વેચનાર પણ ૩૧ આપે. એ ગોઠવણ ૧૮૫૭ ના સાલમાં વખતને અનુસરતી હોય, પણ ૧૯૦૫ માં જયારે મુંબઇમાં આટલી બધી ભપકાદાર તંબાકુની દુકાનો ધીકતો વેપાર ચલાવે છે, તયારે તેમાં સુધારો કરી વધુ આવક મેળવવા માગે તો મળી શકે. એ વીશે કોરપોરેશને માગણી કરવા છતાં સરકારે કામ માથે લીધું નથી. સામો એવો જવાબ વાળયો છે જે કાયદામાં ફેરફાર કરતાં તો હલકા તંબાકુ પર જગાત ઓછી કરવી પડશે અને તેથી આવક ઘટશે.

### મારકીટોની આવક.

મયુનીસીપલ મારકીટો અને કસાઇખાના પણ આવકનું એક અગતયનું સાધન છે. એ મારકીટો તથા કસાઇખાના ચલાવવાનો ખરચ મયુનીસીપાલીટીને વરસ દહાડે દોઢેક લાખ રૂપીઆ સુધીનો થાય છે. પણ આવક આશરે સાડા ચાર લાખ રૂપીઆ જેટલી છે, એટલે ત્રણ લાખનો નકી નફો થાય છે.

### ટ્રામવેનું ભાડું.

મયુનીસીપાલીટીના રસતા ટ્રામવે વાપરે છે, તેના બદલામાં માઇલ દીઠ અમુક ભાડું ઠરાવયું છે. તે ભાડાંની રકમ વરસ દહાડે ૩૫૦૦૦૦ જેટલી થવા જાય છે. ગાડી ઘોડાના કરની એકંદર આવક ચાર લાખ રૂપીઆ ઉપરની થાય છે, તો આ ટ્રામવેનું ભાડું ઘણું ગણાય નહી, સબબ રસતાના ચોકસ ભાગો ટ્રામવેથી ખાસ રોકાયલા રહે છે ને તેના પાટાપરથી જતાં બીજા ગાડી ઘોડાને ઘણી અગવડ નડે છે. પણ ટ્રામવેને લગતા કાયદા પ્રમાણે એથી વધારે ભાડું મયુનીસીપાલીટીથી લઇ શકાય નહી.

### બીજી આવકો?

ઉપર લખેલી આવકો સીવાય બીજી કેટલીક પરચુટણ આવકો મયુનીસીપાલીટી ધરાવે છે, જેથી એક સારી રકમ તેના હાથમાં આવે છે. દાખલા તરીકે જાહેર બાગો મયુનીસીપાલીટીને હસતક છે, તેની કેટલીક ઉપજ થાય છે—જો કે ખરચ તે આવક કરતાં વધુ છે, તોપણ આવક પાસાંમાં તે આવક ગણાય છે. કેટલીક મયુનીસીપલ મીલકતોનાં ભાડાં ઉપજે છે, જેવાં કે ધોબીવાડાનાં, દુકાનોનાં, ચાલીઓનાં, ગાય, ઢોરના તબેલાનાં, પોલીસ તથા બુંબાખાનાનાં માણસોને વપરાસનાં ઘરોનાં વગેરે. મુવેલાં ઢોરનાં ચામડાં વેચવાથી પચીસેક હજાર રૂપીઆની આવક આવે છે. ઘોર ખોદવાની ફી, બાંધકામની ફી, રસતા ખોદી ગટર સાફ કરવાની કે નળ મુકવાની ફી, જાહેર રસતા રોકવાની ફી, નોટીસ, વારંટ કાઢવાની કે બટાકી વજાડવાની ફી અને બીજી કેટલીક બાબદોની ફીથી એક સારી રકમ જમા થાય છે.

જાહેર રસતાપર વાજાં વગાડવા સારૂં તથા બીજી કેટલીક બાબદો સારૂં પોલીસ કમીશનર પરવાના આપે, તે પર જે ફી લેવાયછે તે ફીની, ખરચ બાદ કરતાં, વરસ દહાડે જેટલી રકમ બાકી રહે તે આજ સોએક વરસ થયાં મયુનીસીપાલીટીને ભરવાનો રીવાજ હતો. પોલીસનો ખરચ મયુનીસીપાલીટીને માથે નાખેલો છે, તેના થોડાક બદલા તરીકેની એ આવક ગણાતી હતી. તેની હાલ બારેક હજાર રૂપીઆ જેટલી રકમ થવા જતી હતી. બે વરસની વાતપર સરકારે નવો પોલીસ આકટ પસાર કરયો તેમાં એક સાધારણ કલમ એવી આવી ગઇ કે જે કાંઇ આવક પોલીસ ઉઘરાવે તે સરકારને ભરાય. એ વખતે, ઉપર લખેલી ફી મયુનીસીપાલીટીને જમા નાખી સુધી અપાતી આવી છે તે ભુલાઇ ગયલું દીસે છે. એ ચુકનો લાભ લઇ સરકારે થોડુંકપર હુકમ કાઢયો કે એ આવક કાયદા પ્રમાણે સરકારને જમે કરવી ને મયુનીસીપાલીટીને નહી. એ રીતે વળી સરકાર તથા મયુનીસીપાલીટી વચે એક બીજું તકરારનું કારણ પેદા થયું છે. ધારાસભાની છેલ્લી બેઠકમાં

એ વીશે આનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતાએ કેટલાક સવાલો પુછી એ આવક જપ્ત કરવાનાં ગેરવા જબીપણાપર સરકારનું ધયાન ખેંચ્યું હતું, પણ તેનો કાંઇ મનમાનતો જવા બ મળયો હતો નહી.

મયુનીસીપલ નોકરો પેનશન મેળવ વા સારૂં પોતાના પગારમાંથી રૂપીએ બે દોઢીઆં કાપી આપે છે, તેની રકમ પણ આવક પાસાંમાં જાય છે.

ફાજલ નાણાં વયાજે ફેરવતાં વયાજ અને નફો મળે, તેમજ મયુનીસીપલ લોન પાછી પગાર કરવા સારૂ જમા કરેલાં નાણાં અને મયુનીસીપલ મીલકતના વીમા ખાતાંનાં નાણાં પર વયાજ આવે તે પણ આવક પાસાંમાં જાય છે.

વળી કોઇ વખત મયુનીસીપાલીટી લોન કઢાવે ને નાણું સસતું હોય ને સરભર કરતાં વધારે ભાવે લોન લેવાય, તો તેનો નફો તે પણ આવકમાં ઉમેરાય. પણ એ આવક કાંઇ ભરૂસેદાર નહી. નાણાંનું બજાર તંગ હોય ને સરભર કરતાં ઓછે લો ન જાય તો સામી ખોટ ભરવી પડે.

એ વગેરે બીજી પણ કેટલીક નાની નાની આવકો આવે છે.

આજ કેટલાંક વરસ થયાં તો દર વરસે આવક વધારે ને વધારે થતી જાય છે. આ ચાલુ સાલ સારૂં આવકનો અડસટો રૂપીઆ ૮૪૫૮૦૦૦* નો હતો, પણ ધારવા કરતાં પાંચથી છ લા ખ રૂપીઆ જેટલી આવક વધુ ઉતરે એવું દીસે છે. ૧૯૦૫–૧૯૦૬ નાં વરસ સારૂં, એટલે તા૦ ૧ લી એપ્રેલ ૧૯૦૫ ને દીને શરૂ થતાં વરસ સારૂં, આવકનો અડસટો રૂ૮૫૬૦૦૦૦* જેટલો છે, જોકે જગાતના દર ઓછા કરેલા છે તે છતાં. જે વખત જાય છે તેમાં મયુનીસીપલ આવક વરસ દહાડે રૂપીઆ એક કરોડ ની થાય તેમાં નવાઇ નથી. એ વધતી જતી આવક શેહેરની આબાદી દેખાડે છે. મરકીની ખરાબી શેહેરમાં વરસો વ રસ આટલી થવા છતાં શેહેરની આબાદી વધે છે, તો જો એ પીડા લાગુ પડી નહી હતે તો આ પ્રીય મુંબઇ નગરી તો હજી કેટલેક ઉંચે દરજજે ચઢી ચુકી હતે.

૧૮૭૩–૭૪ નું વરસ, જે હાલની કોરપોરેશનનું પહેલું વરસ હતું, તે વરસમાં મયુનીસીપાલીટીની એકંદર આ વક રૂ૩૨૩૩૪૫૭ ની હતી, ને ખરચ રૂ૩૨૮૯૦૦૦ નો હતો. આ ચાલુ ૧૯૦૪–૦૫ ના સાલમાં આવક લગભગ રૂ૯૦૦૦૦૦૦* જેટલી અને ખરચ લગ ગ રૂ૯૩૦૦૦૦૦ જેટલો થવા જશે. એ આંકડાઓપરથી, બત્રીસ વરસ દરમયાન મુંબઇ શેહેર કેટલું આગળ વધયું છે, તેનો વીચાર વાંચનાર કરી શકશે.

## આખા વરસનો હીસાબ.

આ મયુનીસીપલ નોધમાં આંકડા ઓ દાખલ કરવાનું મને ઝાઝું પસંદ નથી. આંકડાઓ ધયાનમાં લેતાં સાધા રણ વાંચનાર કચવાય છે. પણ એક વ રસ દરમયાન મુંબઇની મયુનીસીપાલી ટી કેટલી ઉથલપાથલ કરે છે, ને તેનાં આવકનાં જુદાં જુદાં સાધનો કેટલી આવક લાવી આપે છે, ને કઇ જુદી જુદી બાબદોપર તેને ખરચ કરવો પ ડે છે, ને દરેકપર કેટલો ખરચ થાય છે, તેનો કાંઇક ખયાલ વાંચનારને આ પવાની મકસદથી એક વરસના આવક જાવકના આંકડા આપવાનું જરૂરનું દીસે છે.

## એક આખા વરસ (૧૯૦૩–૧૯૦૪) ની આવક.

જે છેલ્લા વરસના પુરેપુરા હીસાબ છ પાઇ બહાર પડયા છે તે ૧૯૦૩–૧૯૦૪ નું વરસ છે. એ આખા વરસમાં મુંબ

* એ આંકડામાં આગલાં વરસની બાકી ઉમેરી નથી.

* એ આંકડામાં આગલાં વરસની બાકી ઉમેરી નથી.



મ્યુનીસીપલ કોરપોરેસનની સભાનો દેખાવ.

ઇની મયુનીસીપાલીટીની નીચે પ્રમાણે આવક હતીઃ-

| | રૂપીઆ. |
|---|---|
| વરસની શરૂઆતમાં આગલાં વરસની વધેલી સીલક [1] | ૧૫૬૪૯૧૩ |
| સામાનય કર (સેંકડે ૧૦॥ ટકાને હીસાબે) તેમાં અગની રક્ષણના કર સુધાં. | ૨૯૦૩૧૩૭ |
| ગાડી, ઘોડાની જકાત તથા રસતાવેરો............. | ૩૯૮૦૬૯ |
| હાંસલવેરો(town duties). | ૧૧૬૮૯૭૩ |
| ગંદીલી તથા ધાસતી ભરેલી ચીજોના ધંધાના પરવાના.................. | ૭૩૮૯૦ |
| મોહોલાની જગ્યા રોકવાના, પરાંજ બાંધવા વગેરેના પરવાના ......... | ૩૫૯૦ |
| ભાડુતી ગાડીઓના પરવાના તથા વાજાં વગાડવા વગેરેના પરવાના (પોલીસ કમીશનર તરફથી અપાતા) | ૨૮૦૩૧ |
| દારૂના પરવાનાની આવકનો સરકાર તરફથી મયુનીસીપાલીટીને મળતો ફાળો.................. | ૧૪૩૭૫૦ |
| તંબાકુની જકાત (સરકાર ઉઘરાવીને ખરચ બાદ કરી આપે તે).............. | ૨૪૦૦૬૩ |
| હલાલખોરનો કર......... | ૮૧૦૬૦૯ |
| પાણીનો કર.............. | ૧૫૭૧૫૬૬ |
| મારકીટોની તથા કસાઇખાનાની આવક...... | ૪૫૩૧૫૪ |
| જાહેર બાગોની આવક..... | ૧૧૩૪૨ |
| ટ્રામવેનું ભાડું............ | ૫૦૦૫૩ |
| પરચુટણ દંડો............ | ૧૪૫૦૮ |
| પરચુટણ આવકો.......... | ૧૩૮૪૦૬ |
| પરચુટણ ફી.............. | ૫૯૦૫૧ |
| પરચુટણ ઉગારા ........... | ૨૬૮૬ |
| મયુનીસીપલ નોકરોએ પેનશન સારૂં કાપી આપેલી રકમોનો સરવાળો...... | ૨૨૭૮૬ |
| મયુનીસીપલ કારખાના (Workshop) નો નફો નફો............... | ૧૬૧૫૮ |
| કંત્રાકટરોને મયુનીસીપાલીટી તરફથી પુરા પાડેલા માલ ઉપર નફો......... | ૧૫૦ |
| રદી ઓજારો, માલ વગેરે વેચી મેળવેલી કીંમત... | ૩૩૩૪ |
| લોનના તથા બીજાં ફાજલ નાણાં વયાજે ફેરવવાથી મળેલું વયાજ ને નફો... | ૧૩૫૯૧૨ |
| મયુનીસીપલ લોનો પાછી પગાર કરવા જમા કરેલાં નાણાં તથા મયુનીસીપલ ઇમારતોના વીમા ખાતાંનાં નાણાંપર મળેલું વયાજ............. | ૨૨૨૬૧૬ |
| મયુનીસીપલ લોન એ વરસમાં કઢાવેલી તે સરભરથી ઉપર ગયલી તેનો નફો [2]................ | ૧૦૭૮૧ |
| જુમલે... | ૧૦૦૪૭૫૨૮ |

## એક આખા વરસ (૧૯૦૩-૧૯૦૪) નો ખરચ.

એજ ૧૯૦૩-૧૯૦૪ ના વરસમાં જુ

---

૧ કાયદામાં એવી ફરજ નાખેલી છે જે, દર વરસે આયપત તથા ખરચના અડસટાનો હીસાબ કાઢતાં ઓછામાં ઓછી રૂ૧૦૦૦૦૦ જેટલી સીલક રહે એવી ગોઠવણ રાખવી. પણ હાલના મોટા કારોબાર સારૂં એ સીલક ઘણી ઓછી છે ને એથી ઘણી વધારે સીલક રહે એમ ગોઠવણ કરવી પડે છે.

૨ આ વરસમાં ફકત પોણાચાર લાખ રૂપીયાની લોન કાઢવામાં આવી હતી તે આખી ૧૦૩ ના ભાવે ઉપકાઇ ગઇ હતી તેમાંથી દલાલીના સેંકડે બે આના કાપતાં આટલો નફો રહયો હતો.

દી જુદી બાબદોપર મયુનીસીપલાટીને નીચે પ્રમાણે ખરચ કરવો પડયો હતો:-

| | રૂપીઆ. |
|---|---|
| કોરપોરેશન અને સટેનડીંગ કમીટીની ઓફીસ ખાતાંનો ખરચ (તેમાં સટેનડીંગ કમીટીના સભાસદોની ફી તથા મયુનીસીપલ સેક્રેટરી તથા તેના હાથ નીચેના માણસોના પગાર વીગેરે )......... | ૨૬૦૬૭૫ |
| કમીશનરની અંગત ઓફીસ ખાતાંનો ખરચ (તેમાં કમીશનરનો તથા તેના હાથ નીચેના માણસોનો પગાર વીગેરે).......... | ૩૫૬૬૪૯ |
| કમીશનરની સામાનય ઓફીસ ખાતાંનો ખરચ... | ૩૫૧૨૨૪ |
| હીસાબ રાખનાર તથા તપાસનાર ખાતાંનો ખરચ | ૨૬૫૫૮૦ |
| મીલકતોપર તથા ગાડીઘોડાપર જકાત ઉઘરાવનાર ખાતાંનો ખરચ........ | ૩૧૫૭૪૨૫ |
| ટાઉન ડયુટી ઉઘરાવવા સારૂં રેલવે કંપનીઓને તથા પોરટ ટ્રસટ ખાતાંને આપવું પડતું લવાજમ.. | ૮૨૧૨૮ |
| રસતાવેરો ઉઘરાવવાનો ખરચ.................... | ૧૩૬૮ |
| પરવાના આપનાર ખાતાંનો ખરચ................. | ૨૭૭૨૩ |
| આવકના હીસાબ તપાસનારા તથા ટાઉન ડયુટી પાછી અપાય તેનો હીસાબ તપાસનારાં ખાતાંનો ખરચ................. | ૩૦૮૧૩ |
| અગની રક્ષણનો ખરચ... | ૧૨૪૧૧૮ |
| જાહેર બાગોપર ખરચ..... | ૬૬૧૯૩ |
| ઇજનેર ખાતાંમાં સામાનય - દેખરેખ તથા પરચુટણ કામનાં ખાતાંનો ખરચ (તેમાં મોટા ઇજનેરનો પગાર વગેરે).......... | ૬૦૭૧૦ |
| ઇજનેર ખાતાંમાં સંચા ખાતું (તેમાં ગટરના મોટા બુંબા ચલાવવા વગેરે)નો ખરચ ................ | ૧૬૩૩૭૧ |
| ઇજનેર ખાતામાં ગટર ખાતાંનો ખરચ........... | ૧૩૫૩૩૭ |
| ઇજનેર ખાતામાં પાણી ખાતાનો ખરચ........... | ૨૨૪૮૭૧ |
| ઇજનેર ખાતામાં મોહોલા, રસતા તથા મીલકતોની દેખરેખ, સમારકામ વગેરેના ખાતાનો ખરચ....... | ૯૯૭૬૩૩ |
| લોકસુખાકારી (Public Health) ખાતામાં સામાનય દેખરેખ તથા શેહેર સફાઇ કરવાનો ખરચ..... | ૧૬૩૪૧૮૫ |
| મારકીટો તથા કસાઇખાનાનો ખરચ............. | ૧૫૨૭૪૫ |
| જનમ તથા મરણની નોંધ રાખવાનો ખરચ........ | ૮૬૦૨૬ |
| કબરસતાનો વગેરેપર ખરચ........................ | ૯૧૧૬ |
| રસાયણ પ્રયોગ ખાતાં (Laboratory) નો ખરચ | ૮૭૩૬ |
| મહાલક્ષમીપર આવેલા ધોબીખાનાનો ખરચ...... | ૧૪૭૬૪ |
| ઉડતા રોગોનો અટકાવ કરવાપર ખરચ[1] ......... | ૪૫૦૫૮ |
| દુધાળાં જાનવરના તબેલાઓપર ખરચ........... | ૬૧૧૩ |
| જાહેર તળાવોપર ખરચ... | ૫૩૬૪ |

[1] એમાં પલેગ (મરકી)ના અટકાવનો ખરચ ગણેલો નથી. તે ખરચ જુદો છે, ને ૧૯૦૩-૧૯૦૪ ના વરસ સુધી એ ખરચ લોનથી ઉઘરાવેલાં નાણાંમાંથી કરવામાં આવતો હતો.

| | |
|---|---|
| શેઠ રૂસતમજી જમશેદજીવાળી ધરમશાળાપર ખરચ. | ૩૦૧ |
| શીતળા મુકવાના ખાતાંના ખરચમાં મયુનીસીપાલીટીનો ભાગ........... | ૧૬૮૪૯ |
| લોનના વયાજ આપવાનો તથા લોનના નાણા પાછાં ભરવા સારૂ રૂપીઆ એકઠા કરવાનો ખરચ.. | ૨૭૨૪૨૧૧ |
| મયુનીસીપલ નોકરોને પેનશન વગેરે આપવાનો ખરચ................. | ૫૭૪૮૬ |
| પોલીસના ખરચનો સરકારને આપવાનો ફાળો.... | ૫૦૦૩૮૧ |
| કેળવણીનો ખરચ......... | ૧૧૨૮૫૭ |
| આસપીટલ તથા દવાખાનાઓને મદદ કરવાનો ખરચ................. | ૫૪૬૨૫ |
| નધારેલી બાબદોપર કરવા ઘટતો ખરચ........... | ૬૮૯૭ |
| મયુનીસીપલ હીસાબ તપાસનારા (auditors)ને લવાજમ આપવાનો ખરચ | ૮૭૫૦ |
| કોરપોરેશનના સભાસદોની ચુંટણી કરવા પાછળ ખરચ................. | ૯૯૬૫ |
| મયુનીસીપલ મીલકતો સારૂં વીમાખાતાંમાં ભરવાનો ખરચ............. | ૫૦૦૦ |
| સીટી ઇમપરૂવમેંટ ત્રસટને વારસીક ફાળો આપવાનો ખરચ............... | ૩૫૦૦૦૦ |
| પરચુટણ ખરચ.......... | ૨૩૮૮ |
| બાંધકામોપર ખરચ...... | ૮૫૦૭૪ |
| જુદાં જુદાં ખાતાંઓના નાણાં વયાજ આવે તે પાછાં વયાજે મુકાય તેની ખરચ પાસામાં નોંધ... | ૨૨૨૬૧૬ |
| મયુનીસીપલ લોન સરભરથી ઉપર વેચાયલી તેના નફાના નાણાં વયાજે મુકાય તેની ખરચ પાસાની નોંધ.......... ....... | ૧૦૭૮૧ |
| જુમલે | ૩૮૪૩૧૩૮૦ |
| વરસની આખેરીએ બાકી | ૧૬૧૬૧૫૦ |
| | ૩૪૫૭૧૦૩૦૦ |

## વયાજે કઢાવેલાં નાણાં તથા તેમાંથી કીધેલો ખરચ.

વાંચનાર સામે આટલા બધા આંકડાઓ એકદમ મુકવા સારૂં દરગુજર ચાહી એટલું કહેવા માગું છું જે, ઉપર લખેલા આંકડા તો ફકત ચાલુ સાધારણ આવક ને તે આવકમાંથી કીધેલા ખરચના છે. એ ચાલુ સાધારણ આવક ઉપરાંત વખતો વખત મયુનીસીપાલીટીને નાણાંની મોટી રકમો ઉછીની લેવી પડે છે. કોઇ એવો ખરચ કરવો પડે કે જેનો લાભ ફકત ચાલુ ઓલાદનેજ નહી, પણ હવે પછીની ઓલાદને પણ મળનાર હોય, તો તેવો ખરચ વયાજે ઉધરાવેલાં નાણાંમાંથી કરવો પડે છે. દાખલા તરીકે તાનસા જેવું તળાવ હાલની ઓલાદને પાણી પુરૂં પાડશે એટલુંજ નહી, પણ હવે પછી આપણાં બચ્ચાંના બચ્ચાંને પણ પુરૂં પાડશે. તેનો ખરચ હાલની ઓલાદનેજ માથે પડે તે વાજબી નહી. એટલા વાસતે તેનો ખરચ લોનનાં નાણાંમાંથી કરવો જોઇયે, જેથી તે હવે પછીની ઓલાદને માથે પણ થોડોક પડે. એ રીતે દર વરસે કેટલોક ખરચ ઉછીનાં લીધેલાં નાણાંમાંથી થાય છે. ૧૯૦૩–૧૯૦૪ નાં વરસમાં વીસ લાખ રૂપીઆની લોન કાઢવાનું ઠરાવેલું હતું, પણ સરકારની બહાલી મળતાં વીલંબ લાગવાથી ફકત પોણાચાર લાખ રૂપીઆની લોન કાઢવામાં આવી હતી. તેમાંથી તેમજ આગલાં વરસોમાં કઢાવેલી લોન

નાં બાકી નાણાંમાંથી એકંદર રૂ૯૮૯૪૧૦ રૂપીઆ જેટલો ખરચ થયો હતો. ચાલુ આવકમાંથી કીધેલા ખરચમાં એ ઉમેરયે તો જુમલો રૂ૯૩૦૦૦૦૦ થી વધુ થવા જાય છે.

## બીજી મયુનીસીપાલીટીઓ સાથે સરખામણી.

૧૯૦૩–૧૯૦૪ નાં વરસમાં મુંબઇ શેહેરની મયુનીસીપાલીટી સીવાય બીજી ૧૬૫ મયુનીસીપાલીટીઓ હતી, જેમની એકંદર મેહેસુલી આવક રૂ૬૧૦૯૯૨૫ ની હતી ને કુલે ખરચ રૂ૫૮૦૩૦૫૩ નો હતો. એ ૧૬૫ મયુનીસીપાલીટીના આવક તથા ખરચના આંકડા આપણી મયુનીસીપાલીટીના આંકડા સાથે સરખાવો ને પછી તમો જોઇ શકશો કે આપણું મુંબઇ શેહેર જે આખા ઇલાકાનું પાયતખ્ત શેહેર છે તે કેટલો મોટો મોભો ધરાવે છે. એ ૧૬૫ મયુનીસીપાલીટીને તાબે વસતું લોક માણસ દીઠ વરસ દહાડે રૂ૧–૧૦–૭ જેટલો કર ભરે છે, તો મુંબઇ શેહેરનું લોક માણસ દીઠ વરસ દહાડે રૂ૯–૬–૧૧ જેટલો કર ભરે છે. એ આંકડાઓ મુંબઇની મોટી દોલત, ચઢતી આબાદી તથા બોહોળા વેપારની પાકી નીશાની છે.

## કલકતા તથા મધરાસ સાથે સરખામણી.

૧૯૦૩–૦૪ ના સાલમાં કલકતાની મયુનીસીપાલીટીની એકંદર સાધારણ આવક રૂ૪૪૬૩૭૯૪ ની હતી ને ખરચ રૂ૪૩૨૪૦૩૦ નો હતો. મધરાસની મયુનીસીપાલીટીની એજ વરસની સાધારણ આવક ફક્ત રૂ૧૨૨૭૭૭૬ ની હતી તથા ખરચ રૂ૧૨૪૬૧૫૦ નો હતો. ઉપર આપેલા મુંબઇની મયુનીસીપાલીટીના આવકજાવકના આંકડા સાથે આ આંકડાઓ સરખાવો તો મુંબઇની મયુનીપાલીટી કલકતાની મયુનીસીપાલીટી કરતાં બમણી તથા ગરીબડાં મધરાસની મયુનીસીપાલીટી કરતાં સાતગણી ગંજાવર છે.

## દેશી રાજયો સાથે સરખામણી.

મુંબઇ સરકારને તાબે જે પુશકળ દેશી રાજયો છે તેમાંનું કોઇ પણ મુંબઇ મયુનીસીપાલીટીની બરાબરી પણ આવક ધરાવતું નથી. વડોદરા રાજયની આવક પુશકળ વધારે છે ખરી, પણ તે દેશી રાજ્ય વડી સરકાર (Government of India) ને તાબે છે.

## કોરપોરેશનના અમલદારો.

મયુનીસીપલ અમલદારોમાંના બેની નેમણુક કરવાની સતા કોરપોરેશનને છે, એકની નેમણુક કરવાની સતા સટેનડીંગ કમીટીને આપી છે ને બાકી બધા અમલદારોની નેમણુક કરવાનો અખ્તયાર કમીશનરને છે.

## કોરપોરેશનની નેમણુકના અમલદારો.

વડો ઇજનેર (Executive Engineer) અને તનદરોસતી ખાતાંનો વડો અમલદાર (Executive Health Officer) એ બેની નેમણુક કોરપોરેશન કરે છે. વળી અહીં પણ સરકારે પોતાનો હાથ રાખ્યો છે, તે એવી રીતે કે કોરપોરેશન જે નેમણુક કરે તેને સરકારની બહાલી મળવી જોઇયે. જગયા ખાલી થાય તે પછી ચાર માસની મુદતમાં જો કોરપોરેશન નવી નેમણુક નહી કરે તો પછી કોરપોરેશનનો હક જાય ને સરકાર પોતેજ નેમણુક કરી દે. જો કોરપોરેશને નેમણુક કીધી ને સરકારે તેને બહાલી નહી આપી તો સરકારનો હુકમ મળવા પછી ૩૦ દીવસની અંદર કોરપોરેશને નવી નેમણુક કરવી, ને જો ન કરે તો વળી કોરપોરેશનનો હક જાય ને સરકાર નેમણુક કરે. એ રીતે સરકારે જો નેમણુક કીધી તો તે કોરપોરેશનેજ કીધી એમ સરવ કાજે ગણાય. દરેક નવી નેમણુક પાંચજ વરસની કરાય, પણ

તેના તેજ અમલદારને પાંચ વરસ પછી પાછો નેમી શકાય. જો કોઇ અમલદાર ખરાબ ચાલ ચલાવે, કે પોતાનો ઓધો ચલાવવામાં ગફલતી કરે, કે બીનલાયકાત દેખાડે, તો કોરપોરેશન તેને બરતરફ કરી શકે, પણ જે સભામાં તેને બરતરફ કરવાની વાત આવી હોય તેમાં હાજર રહેલા મેમબરોનો ૨/૩ ભાગ તેને બરતરફ કરવાની તરફેણમાં મત આપે તોજ.

## એકઝીક્યુટીવ એનજીનીયર.

એ અમલદારનો માસીક પગાર રૂ૧૨૦૦ થી ઓછો નહી ને રૂ૧૫૦૦ થી વધુ નહી હોય. એમ કાયદામાં ઠરાવયું હતું. ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી. આઇ. ઇ, જેઓએ ૧૦ વરસ સુધી એ ઓધો ધરાવયો હતો ને સરકારી નોકરીમાં એક કુશળ ઇજનેર દાખલ પોતે જે કીરતી મેળવી આવયા હતા તેમાં મોટો વધારો કરયો હતો, તેમને રૂ૧૫૦૦ નો પગાર મળતો હતો. પણ એમને એ પગાર ઉપરાંત સરકારી નોકરી બદલનું પેનશન પણ મળતું હતું. એઓએ ગયે વરસ એ ઓધો છોડયા પછી કોરપોરેશનને લાગયું જે પગારની હદ વધારવા વગર એમના જેવો કુશળ ઇજનેર બીજો મળે નહી, તેથી સરકારને અરજી કરી, એક નવો કાયદો પસાર કરાવી, પગારની હદ રૂ૧૫૦૦ પરથી રૂ૨૦૦૦ ની કરાવી લીધી. હાલના વડા ઇજનેર મી૦ જોસફ હોલને રૂ૧૫૦૦ નો દરમાયો મળે છે.

## એકઝીક્યુટીવ હેલ્થ ઓફીસર.

એ ઓધાનો દરમાયો પણ ઓછામાં ઓછા રૂ૧૨૦૦ નો ને વધુમાં વધુ રૂ૧૫૦૦ નો હતો. ડાકટર વેર, જેઓને માસીક રૂ૧૫૦૦ મળતા હતા, તેઓએ ૧૯૦૦ ના સાલમાં એ ઓધો છોડયો, તે પછી કોરપોરેશને જોયું કે શેહેરની ભારી અસુખાકારી તરફ જોતાં એક અતી બાહોશ અમલદારની નેમણુક કરવાની જરૂર છે, ને એવો સરસ અમલદાર મેળવી શકાય એટલા માટે સરકાર પાસે એક નવો કાયદો પસાર કરાવી પગારની હદ રૂ૧૨૦૦–૧૫૦૦ પરથી રૂ૧૫૦૦–૨૦૦૦ સુધીની કરાવી. હાલના હેલ્થ આફીસર ડા૦ ટરનરની ૧૯૦૧ માં રૂ૧૫૦૦ ના પગાર પર નેમણુક થઇ. વરસ દહાડો નોકરી કીધા પછી એમને રૂ૧૬૦૦ મલવા લાગયા; વળી બીજાં એક વરસ પછી રૂ૧૭૦૦ કરયા, ને ગયે વરસથી તો કોરપોરેશને એઓનાં કામથી સંતોશ પામી એમને એકદમ રૂ૨૦૦૦ નો માસીક પગાર કરી આપયો.

## મયુનીસીપલ સેક્રેટરી.

જે અમલદારની નેમણુક કરવાની સતા સટેનડીંગ કમીટીને આપેલી છે, તે મયુનીસીપલ સેક્રેટરી છે. મયુનીસીપલ સેક્રેટરી કારપોરેશનનો સેક્રેટરી તેમજ સટેનડીંગ કમીટીનો પણ સેક્રેટરી છે. વળી વખતોવખત જે જે કમીટીઓ કોરપોરેશન નેમે કે સબ કમીટીઓ સટેનડીંગ કમીટી નેમે તેનું પણ સરવે કામકાજ મયુનીસીપલ સેક્રેટરીનેજ કરવું પડે. એવી કમીટીને સબ કમીટી આગળ તો વરસ દહાડે પંદર વીસ ભાગયે થતી હતી, પણ હવે તો પંચોતેરથી સો સુધી થવા જાય છે. કારપોરેશન તથા સટેનડીંગ કમીટી તથા બીજી સરવે કમીટીનાં કાગળીયાં તથા દસતાવેજો સેક્રેટરીને સવાધીન રહે છે, અને તેને પોતાનો સઘળો વખત તથા ધયાન પોતાના ઓધાની ફરજોપર આપવાં પડે છે. ખરચનાં નાણાં ઉપાડવા સારૂ બેંક પર ચેક લખવા પડે તેપર ત્રણ સહીઓ થાય છે, તેમાં મયુનીસીપલ સેક્રેટરીની એક હોય છે, ને બાકીની બે મયુનીસીપલ કમીશનરની તથા સટેનડીંગ કમીટીના એક સભાસદની હોય છે. ચેકોપર સહી કરતાં મયુનીસીપલ સેક્રેટરીને સંભાળ લેવાનું કાયદામાં ફરમાવ

યું છે જે બીન સતાદાર કાંઇપણ ખર ચ સારૂ એક લખ્યો હોય તો તેપર સહી કરવી નહી. એ રીતે કમીશનર જે ખરચ કરે તેપર કારપોરેશન તરફથી મયુનીસીપલ સેક્રેટરી દેખરેખ રાખે છે. એમ હોવાના સબબથી મયુનીસીપલ આકટમાં સેક્રેટરીને કમીશનરથી વેગળા તથા સવતંત્ર રાખ્યા છે. સેક્રેટરીનો પગાર રૂ૭૦૦ થી ઓછો નહી ને રૂ૧૦૦૦ થી વધારે નહી એમ કાયદામાં ઠરાવ્યું છે. કારપોરેશનની સથાપના થ ઇ તયારથી તે ૧૮૯૮ સુધી મી૦ એચ. ડબલ્યુ. બેરો સેક્રેટરી હતા. તેમને ૧૮૮૨ ના સાલથી રૂ૧૨૦૦ નો દરમાં યો મળતો હતો. એ વધુ દરમાયા સારૂં એક ખાસ કલમ ૧૮૮૮ ના મયુનીસી પલ આકટમાં નાખી હતી, જે મી૦ બે રોનેજ લાગુ પડે એમ હતી. તેથી હાલના સેક્રેટરી મી૦ મેરવાનજી નશ રવાનજી વહાડીયા, બી. એ., ને ફકત રૂ૧૦૦૦ નો પગાર મળે છે. સેક્રેટરીનો એ પગાર પુરતો નથી એવું કારપોરેશ નનું મત છે. કામનો બોજો તથા જો ખમદારી વધવાને લીધે સેક્રેટરીને રૂ૧૨૦૦ સુધી પગાર આપવાની સતા કારપોરેશનના હાથમાં હોવી જોઇયે એ વું મત દેખાડી કારપોરેશને સરકારને અરજ કરી છે જે કાયદામાં ઘટતો ફેર ફાર કરી એ સતા આપવી.

સેક્રેટરીની નેમણુક સટેનડીંગ કમી ટી કરે છે, પણ તેને બરતરફ કરવાની સતા તદન તેના હાથમાં નથી. અગર જો સેક્રેટરી કાંઇ ગેરવાજબી ચાલ ચ લાવે, કે પોતાના ઓધાની ફરજો બજા વવામાં ગફલતી કરે કે નાલાયક માલમ પડે, ને સટેનડીંગ કમીટી તેને બરતરફ કરવા ચાહે, તો કારપોરેશનની બહાલી મેળવી તેને બરતરફ કરી શકે.

સેક્રેટરીના હાથ નીચે જેટલા કારકુન કે નોકરો રાખવા ઘટે તેટલા સટેનડીં ગ કમીટી વખતોવખત રાખી શકે, ને તેમને આપવા ઘટે તેટલા પગાર કે દર માયા ઠરાવી શકે. એ કારકુન કે નોકરો એ શું કામકાજ કરવું તે પણ સટેન ડીંગ કમીટી ઠરાવે અથવા સેક્રેટરીને ઠરાવવાની સતા આપે.

## બીજા મયુનીસીપલ અમલદારો તથા નોકરો.

ઉપર લખેલા ત્રણ સીવાય બાકીના સરવે મયુનીસીપલ અમલદારો તથા નોકરોની નેમણુક કમીશનર કરી શકે છે; પણ કમીશનર ગમે એટલા અમલ દારો ને નોકરો ગમે એટલા પગારે પોતે રાખી શકે નહી. વખતે વખત તેને એ ક ટીપ બનાવવા ફરમાવયું છે, તેમાં તેણે દરશાવવું કે કેટલા, ને શું પગાર ના, અમલદારો તથા નોકરો રાખવાની જરૂર છે, ને તે ટીપ તેણે સટેનડીંગ કમીટી હજુર મુકવી. સટેનડીંગ કમીટી જોઇયે તો ઘટતા ફેરફાર કરી, કે જોઇ યે તો એમની એમ એ ટીપને બહાલી આપે, પછીજ કમીશનરથી તે ટીપ પ્રમાણે અમલદારો તથા નોકરો નેમી શકાય. વળી સટેનડીંગ કમીટીને મના ઇ છે કે માસીક રૂ૨૦૦ થી વધુ પગા રનો કોઇ પણ ઓધો કારપોરેશનની બહાલી લીધા વગર તે ટીપમાં પસાર કરી શકે નહી. એ રીતે પસાર થયલી ટીપમાં જેટલા ઓધેદારો તથા નોકરો નાખ્યા હોય તે સીવાય કોઇપણ ઓ ધેદાર કે નોકર કોઇપણ મયુનીસીપલ ખાતાંમાં કમીશનરથી રાખી શકાય નહી. એ ટીપમાંનો ચોકકસ ઓધો કોને આ પવો તે કમીશનર નકી કરે. પણ અગ ર જો કમીશનર કાંઇ ગેરવાજબી કે વાં ધાભરેલી નેમણુક કરે તો કારપોરેશન નો તેપર કાબુજ નથી એમ નહી કહે વાય. કારપોરેશન તે બાબદપર ચરચાર કરી શકે; ને પોતાનો વીચાર જણાવના રો કાંઇ ઠરાવ પસાર કરે તો કમીશનર ને તેપર ધયાન આપવું પડે ખરૂં. જો ન આપે તો કારપોરેશન ને કમીશનર વચે અણબનાવ શરૂ થાય, ને એવો અણબનાવ આગળ વધે તો અગાઉ લ

બી જવા પ્રમાણે કારપોરેશન ૪૫ મતે ઠરાવ પસાર કરી કમીશનરને પાછો તેડી લેવાની સરકારને ફરજ પાડી શકે.

### મયુનીસીપલ ઓહદાર વગેરેને સજા કરવા તથા બરતરફ કરવા વગેરેની સતા કોને?

મયુનીસીપલ ઓહદાર કે નોકરને હુકમનો અનાદર કરવાને લીધે, કે ધારાનો ભંગ કરવાને લીધે, કે પોતાની ફરજમાં બેદરકારી, નાલાયકાત, કે ગફલત દેખાડવાને લીધે, કે બીજી કોઇ બદ ચાલને લીધે દંડ કરવો પડે કે ઉતારી પાડવો પડે, કે બરતરફ કરવો પડે તો જે સતાધારીએ તેની નેમણુક કરી હોય તેજ તેમ કરી શકે, સીવાય કે જો કમીશનર કોઇ ૩૦૦ થી ઉપરના દરમાયાવાળા ઓહદારને બરતરફ કરવા ચાહે તો પહેલાં તેને સટેનડીંગ કમીઠીની બહાલી લેવી પડે; અને જો કારપોરેશનનો નેમેલો અમલદાર કાંઇ વાંકમાં આવયો હોય તો સટેનડીંગ કમીઠી તેને સસપેંડ કરે ને તેમ કરવા પછી તુરત કારપોરેશનને જાહેર કરે કે તેને શા વાંક સારૂ સસપેંડ કરયો છે, ને કારપોરેશન પછી હુકમ આપે કે તેને રાખવો, કે બરતરફ કરવો, કે શી બીજી સજા કરવી.

### ગેરહાજરીની રજા કોણ આપી શકે?

મયુનીસીપલ અમલદારો તથા નોકરોને શી સરતે ગેરહાજર રહેવાની રજા આપવી તે વીશે કારપોરેશન ફરમાવે તે માફકના કાનુનો સટેનડીંગ કમીઠી ઘડે. અને તેને કારપોરેશન બહાલી આપે તયારે તે અમલમાં આવે. એ કાનુનો પ્રમાણે સરવેને રજા અપાય. જે અમલદાર અને નોકરની નેમણુક કમીશનર કરે તેને તેજ રજા આપે. વળી મયુનીસીપલ સેક્રેટરીનાહાથ નીચેના સઘળા અમલદારો સીવાય બીજા સરવેને એક માસ સુધીની રજા કમીશનરજ આપી શકે. સેક્રેટરીના હાથ નીચેનાં માણસોને સટેનડીંગ કમીઠી રજા આપે, અને બીજા જે અમલદારોને નેમવાની સતા કમીશનરના હાથમાં નથી તેવા સરવે અમલદારોને મહીના એકથી વધારેની રજા જોઇતી હોય તો તે પણ સટેનડીંગ કમીઠી આપે.

### રજાપર ગયલા અમલદારોને લવાજમ.

એ વીશે પણ કારપોરેશન ફરમાવે તે પ્રમાણે સટેનડીંગ કમીઠી કાનુનો ઘડે ને તેને કારપોરેશન બહાલી આપે તયારે તે અમલમાં આવે, ને તે પ્રમાણે રજાપર ગયલા અમલદારોને લવાજમ મળે. સટેનડીંગ કમીઠીએ સરકારી અમલદારોને લગતા રજાના તેમજ લવાજમના કાનુનો (Civil Service Regulations) થોડા ઘણા ફેરફાર સાથે લાગુ પાડી દીધા છે. જેથી સરકારી તથા મયુનીસીપલ અમલદારોને રજાના હક એકસરખા છે, બલકે કાંઇપણ ફેર હોય તો મયુનીસીપલ અમલદારો સેહેજ ચહડતા હક ધરાવે છે. એક બે દાખલા એવા પણ બનયા છે કે સીવીલ સરવીસ રેગયુલેશન પ્રમાણે નહી મળી શકે તેવી રજા તથા લવાજમ કોરપોરેશને ચોકસ અમલદારોને આપયાં છે. છેલો એવો દાખલો પાણીખાતાંના ઇજનેરનો છે. ધારા પ્રમાણે તેને કાંઇ પણ રજા હતી નહી, તે છતાં કારપોરેશને ચોકસ સબબો ધયાનમાં લઇ તેને આખા પગારે નવ માસની રજા આપી. એ રજા કાયદાસર છે કે નહી તે વીશે શક ઉતપન થયો છે, ને એ રીતે રજાના કાનુનોમાં લખ્યું હોય તે ઉપરાંત કારપોરેશન રજા તથા લવાજમ આપી શકે કે નહી એ વીશે કારપોરેશન હાલ વીચાર કરે છે.

### કામચલાઉ અમલદારોની નેમણુક.

રજાએ ગયલા અમલદારો બદલ કામચલાઉ અમલદારો નેમવા વીશે એમ ઠરા

વયું છે જે, અસલ અમલદારને જે સતાધારી રજા આપે, તેજ કામચલાઉ નેમણુક પણ કરે, સીવાય કે,—

જો વડો ઇજનેર કે તનદરોસતી ખાતાનો વડો માસ એકથી લાંબી રજાએ જાય તો તેને બદલ કામચલાઉ નેમણુક કારપોરેશન કરે.

વડા ઇજનેર કે તનદરોસતી ખાતાંના વડા બદલ જે કામચલાઉ નેમણુક થઇ હોય તે સરકાર ચાહે તો રદ કરી શકે; અને

તનદરોસતી ખાતાંના વડા બદલ ત્રણ માસથી લાંબી મુદત સારૂ કામચલાઉ અમલદાર નેમયો હોય તો તે કાયદા પ્રમાણે લાયક થયલો વઇદ (legally qualified medical practitioner) હોવો જોઇયે, પણ જો ત્રણ માસથી ઓછી મુદતની નેમણુક હોય તો કોઇ પણ લાયક માણુસને નેમી શકાય.

## કામચલાઉ અમલદારોને લવાજમ.

, બાબદના કાનુનો પણ કારપોરેશનના ફરમાવવાથી સટેનડીંગ કમીટી ઘડે છે, ને કારપોરેશન પછી તેને બહાલી આપે તયારે તે અમલમાં આવે છે. સરકારી ધારા અહીં પણ કામે લગાડયા છે.

## જામીનગીરી.

કેટલાક મયુનીસીપલ અમલદારો, જેઓ પાસે પઇસાનો જોખમ રાખવો પડે છે, તેમની પાસેથી જામીનગીરી લેવાય છે. કયા અમલદારે જામીનગીરી આપવી, ને કેટલી આપવી અને કઇ જાતની આપવી તેના ધારા ઘડવાનું પણ સટેનડીંગ કમીટીને સોંપેલું છે. કારપોરેશન ફરમાવે તે પ્રમાણે સટેનડીંગ કમીટી એ ધારા ઘડે, ને કારપોરેશન પર મોકલી આપે. પછી જો કારપોરેશન તેને બહાલી આપે તો તે અમલ માંઆવે.

## કોનાથી મયુનીસીપલ ચાકરી ન લેવાય.

જો કોઇ ધણી સીધી કે આડકતરી રીતે, ખુદ પોતે કે પોતાના કોઇ ભાગ યા મારફતે, કારપોરેશનને લગતા કોઇ પણ કંત્રાકટ કે નોકરીમાં કાંઇ લાભ કે ભાગ ધરાવતો હોય (સીવાય કે મયુનીસીપલ અમલદાર કે નોકર દાખલ) તો તે મયુનીસીપલ ચાકરીમાં દાખલ થઇ ન શકે, કે દાખલ થયો હોય તો તુરત તે નોકરીમાંથી નીકળી ગયલો ગણાય ને તેની જગયા ખાલી પડે.

## મયુનીસીપલ અમલદારોને પેનશન વગેરે.

મયુનીસીપલ અમલદારોને તથા નોકરોને ચાકરી છોડવા પછી શી સરતે પેનશન (બેઠો પગાર) કે ગ્રેચયુઇટી (ઉચ્ચકો) કે કમપાશનેટ અલાવનસ (દયાનું લવાજમ) મળે, અને તેમની કજા પછી તેમની વીધવાને કે તેમનાથી ગુજરાન ચાલતું હોય તેવાં બીજાં સગાંઓને શી શરતે દયાનું લવાજમ મળે, તે વીશેના પણ કાનુનો કોરપોરેશન ફરમાવે તે પ્રમાણે સટેનડીંગ કમીટી ઘડે છે. એ બાબદના કાનુનો અમલમાં કયારે આવે કે ફકત કોરપોરેશન જ નહીં, પણ સરકાર પણ તેમને બહાલી આપે તયારે. સરકારી અમલદારોનાં પેનશન વગેરેના કાનુન કરતાં મયુનીસીપલ કાનુનો કેટલીક રીતે વધારે લાભકારક છે, સીવાય કે ઇંડયન સીવીલ સરવીસવાળા સરકારી અમલદારો, જેમને તો પેનશનના ને રજાના ને બધા હકો ઘણા ચઢતાજ છે. એવી સઘળી બાબદોના કાયદા કાનુન ઘડવાનું ઘણુંખરૂં એ નસીબદાર સાહેબોના પોતાનાજ હાથમાં એટલે પોતાને વાસ તે સારો પાકો બંદોબસત કરી લે તેમાં નવાઇ શી ?

સરકારી નોકરોને પેનશન વગેરે મેળવવા સારૂં કાંઇપણ લવાજમ ભરવું



મી૦ મેરવાનજી નશરવાનજી વહાડીયા,—બી. એ.

મ્યુનીસીપલ સેક્રેટરી.

પડતું નથી. મ્યુનીસીપલ નોકરોના આ બમાં તેમ નથી. તેઓને પોતાના પગારમાંથી દર રૂપીએ અરધો આનો "પેનશન કોનટરીબયુશન" દાખલ કાપી આપવો પડે છે જે કોઇને પેનશન વગેરેના હક મેળવવા હોય તેને કાપી આપવું પડે. જો નહી આપે તો તેને પેનશન વગેરે કાંઇ મળે નહી. વળી એમ પગારમાંથી ચોકસ રકમ કાપી આપી પેનશન વગેરે મેળવવાનો હક તેને મળે તે અગાઉ તેને મ્યુનીસીપલ ડાકટર આગળ હાજર થઇ પોતાના બદનની તપાસ કરાવવી જોઇયે ને ડાકટર પાસે ખાત્રીપત્રક મેળવવું જોઇયે કે તે શરીરે સાજો ને મ્યુનીસીપલ નોકરીને લાયકનો માણસ છે, ને ૨૦ વરસથી વધુ ને ૩૫ વરસની અંદરની ઉમરનો છે એવાં ખાત્રી પત્રક વગર તેને પેનશન વગેરે સારૂ દાખલ કરી શકાય નહી. અગરજો ૩૫ થી વધુ ઉમરનો કોઇ અમલદાર કે નોકર પેનશન સારૂ લવાજમ ભરવા ચાહે તો તેને સટેનડીંગ કમીટીની બહાલી મેળવવી જોઇયે.

પેનશન કે ગ્રેચ્યુઇટી મેળવવા સારૂ ઓછામાં ઓછી પાંચ વરસની નોકરી હોવી જોઇયે ને ૫૫ વરસની ઉમર હોવી જોઇયે, શીવાય કે જો તેટલી ઉમર નહી થઇ હોય, તો મ્યુનીસીપલ ડાકટર પાસેથી ખાત્રી પત્રક મેળવવું જોઇયે કે વધુ નોકરી કરી શકાય એવી તબીયત નથી, અથવા તો જો કોઇ વાંકમાં આવયા વગર ખરચ ઘટાડવાને લીધે કે બીજા કાંઇ કારણથી, ચાકરી છોડવાની ફરજ પાડી હોય. જો ડાકટર એમ કહે કે કોઇએ પોતાની બદચાલથી તબીયત બગાડી છે ને તે કારણથી નોકરીને નાલાયક થયો છે તો તેને પેનશન વગેરેનો હક રહે નહી.

પેનશન અથવા ઉચકો લઇ ચાકરી છોડવાની જે કાંઇ અરજી આવે તે પર હુકમ સટેનડીંગ કમીટી પસાર કરે. પણ દરેક અરજી કમીશનરને કરવી પડે અને કમીશનર પોતાની ભલામણ સાથે તે સટેનડીંગ કમીટી પર મોકલી આપે. ચાકરી છોડનારે શી રીતે ચાકરી બજાવી છે તથા તેની ચાલચલણ કેવી છે તે ધયાનમાં લઇ કમીશનર અમુક પેનશન કે ઉચકાની ભલામણ કરે અને સટેનડીંગ કમીટી તે પર હુકમ પસાર કરે, પણ તે એવી સરતે કે પેનશનના કાનુન પ્રમાણે મળવી ઘટે તેથી ઓછી રકમની કમીશનરે ભલામણ કીધી હોય તો તેથી વધુ રકમ કમીટી આપી શકે નહી.

પેનશન તથા ઉચકાના દર નીચે પ્રમાણે ઠરાવયા છે :—

જો પંદર વરસની નોકરી થઇ હોય ને વીસ વરસની નહીં થઇ હોય તો છેલ્લાં પાંચ વરસના પગારની સરાસરી માસીક રકમ ગણી તેનો ત્રીજો ભાગ પેનશન મળે; પણ ગમે એવા મોટા પગારનો અમલદાર હોય તોપણ તેને વધુમાં વધુ માસીક રૂ૨૫૦ મળે.

જો વીસ વરસની નોકરી થઇ હોય પણ ૨૫ વરસથી ઓછી હોય તો ઉપર પ્રમાણેજ ગણી ૫/૧૨ મો ભાગ મળે, પણ વધતામાં વધતા રૂ૩૩૩–૫–૪.

પચીસ વરસની નોકરી પછી છેલ્લાં પાંચ વરસના પગારની સરાસરી માસીક રકમનો અરધો ભાગ મળે ને વધતામાં વધતા રૂ૪૧૬–૧૦–૮ મળે.

જો ત્રીસ વરસથી લાંબી નોકરી થઇ હોય ને નોકરી અસાધારણ વખાણવા લાયક હોય, તો ઉપર લખેલા પેનશન ઉપરાંત એક ખાસ સારી નોકરીનું પેનશન મળી શકે. તે પાંચ વરસના પગારની સરાસરી માસીક રકમના બારમા ભાગ જેટલું મળે, ને વધુમાં વધુ રૂ૮૩–૫–૪ જેટલું મળે.

જો કોઇ અમલદારે કે નોકરે પાંચ કે તેથી વધુ વરસની નોકરી કરી હોય પણ પંદર વરસથી ઓછી તેની નોકરી હોય તો, તેને પેનશન નહીં મળે પણ ઉચકાની રકમ મળે; તે એ રીતે કે તેની નોકરીનાં છેલ્લાં પાંચ વરસમાં તેને

જે પગાર મળયો હોય તેની સરાસરી માસીક રકમ ગણી, જેટલાં વરસની તેની નોકરી હોય તેટલા મહીનાનો તેને પગાર મળે, પણ વધુમાં વધુ બાર માસનો પગાર મળે ને તેથી વધુ નહીં મળે. જો કોઇ મયુનીસીપલ અમલદાર કે નોકર પેનશન સારૂં પોતાના પગારમાંથી રૂપીયે બે દોઢીયા કાપી આપતો હોય ને પાંચ વરસ નોકરી કરયા પછી તેની કજા થાય તો જેટલાં વરસ તેણે નોકરી કરી હોય તેટલા મહીનાનો સરાસરી પગાર તેની વીધવાને કે છોકરાંઓને મળે, અથવા જો તેની વીધવા કે છોકરાં ન હોય ને તેના માબાપ કે ભાઇ બેહન હોય ને તેઓનું ગુજરાન તેના આશરાથી ચાલતું હતું એમ માલમ પડે તો તેમને મળે.

તેમજ વળી કોઇ પેનશન મેળવી ચુકેલો નોકર કે અમલદાર બાર માસ સુધી પેનશન ખાધા અગાઉ ગુજરી જાય તો બાર માસના પેનશનનો બાકી રહેલો ભાગ ઉપર લખ્યા પ્રમાણે તેની વીધવા કે છોકરાંને, અથવા વીધવા કે છોકરાં ન હોય તો માબાપ ને ભાઇબેહનને મળે.

સરકારી નોકરીમાં તો કોઇ નોકરની કજા થઇ એટલે બધું બંધ થઇ જાય. એક દીવસનો પણ પગાર કે પેનશન કે લવાજમ તેના વારસોને મળે નહી. અગર પેનશન લીધા પછી તેની કજા થાય તો બીજે દીવસથી તેનું પેનશન બંધ. મયુનીસીપલ કાનુનો વધારે દયાળુ છે ને સરકાર જો તેની નકલ કરે તો સરકારી નોકરી વધારે કીમતી થાય ખરી. કોઇ રોટલી કમાનાર એકાએક મરણ પામે તો તેને આશરે પડેલાંઓને મયુનીસીપાલીટી થોડોક વખત સુધી પણ ટેકવે છે, જે દરમયાન તેઓ ગુજરાનનાં બીજાં કાંઇ સાધનો ઉભાં કરી શકે. સરકારી નોકરીવાળાની તો કજા થઇ કે તાબડતોબ બીજે દીવસથીજ સઘળી આવક બંધ થઇ જાય.

એક બીજો અગતયનો મયુનીસીપલ કાનુન એ છે જે, જો કોઇ અમલદાર કે નોકર પોતાની ફરજ બજાવતાં ઘણી સખત ઇજા પામે કે કામને સારૂ જાથુકનો નાલાયક થાય તો તેને બાર મહીનાની હદ સુધી કારપોરેશન ગમે તેટલા માસનો સરાસરી પગાર ભેટ કરી શકે. અગર જો કોઇ પોતાનું કામ કરતાં ઇજા પામયાથી તુરત કે થોડો વખત પછી મરણ પામે, તો તેની વીધવા કે છોકરાંને અથવા વીધવા કે છોકરાં નહી હોય ને તેને આશરે પડેલાં માબાપ કે ભાઇ-બેહન હોય તો તેમને બાર માસની હદ સુધી કોરપોરેશન વાજબી ધારે તેટલા માસનો સરાસરી પગાર ભેટ કરે. આ જાતની મદદ પેનશન સારૂ લવાજમ નહી ભરતો હોય તેવા પણ અમલદાર કે નોકરના બાબમાં આપી શકાય. એવી મદદ સરકારી અમલદારો તથા નોકરોને પણ મળે છે.

સરવે રીતે જોતાં કોરપોરેશને પોતાની નોકરીમાંના માણસોના નીભાવ સારૂ જે બંદોબસત કરયો છે, તેમાં કદરદાની સારી દેખાડી છે. નોકરી દરમયાન તેમને વાજબી પગાર મળે છે, તે નોકરી પુરી થતાં તેમને તદન ખાલી હાથે રઝળવું પડતું નથી. પેનશન સારૂ રૂપીએ બે દોઢીઆં કાપી આપવાં પડે છે તેથી જે રકમ એકઠી થાય છે તેટલી કાંઇ પેનશન આપવા સારૂ બસ થતી નથી. એ રકમ વરસ દહાડે એકવીસ કે બાવીસ હજાર જેટલી થાય છે, ને હાલ વરસ દહાડે લગભગ રૂપીઆ સીતેર હજાર જેટલી રકમ પેનશન, ઉચકા, દયાનાં લવાજમ વગેરેમાં મયુનીસીપાલીટીને ખરચવી પડે છે. એ એકવીસ બાવીસ હજારની રકમ પોતાના નોકરો પાસેથી લઇ મયુનીસીપાલીટી નકામી પોતાનું નામ બદનામ કરે છે. મારા વીચાર પ્રમાણે એ બાબદમાં મયુનીસીપાલીટીએ સરકારી ધોરણ પ્રમાણે ચાલવું જોઇયે. તેમજ સરકારે

ઉપર સુચવેલી બાબદમાં મયુનીસીપલ ધોરણુ પોતાના નોકરો સારૂં ધારણ કરવું જોઇયે.

અગરજો મયુનીસીપલ અમલદારો ને નોકરો પોતપોતામાં ઉઘરાણું કરી પોતાના લાભ અરથે પેનશન કે પ્રોવીડંટ ફંડ ઉભું કરે તો તેમાં ચોકસ ઠરાવેલા દર પ્રમાણે મદદ આપવાની સતા કોરપોરેશનને કાયદામાં આપેલી છે. પણ એવું કાંઇ ફંડ હજીસુધી ઉભું થયું નથી. સબબ કોરપોરેશને પોતેજ પેનશન વગેરે આપવાના જે કાનુનો નકી કરયા છે તેથી પુરતી એ બાબદની મદદ મળી શકે છે.

## કંત્રાકટો.

કાંઇ પણ મયુનીસીપલ કામને સારૂં કંત્રાકટ આપવું પડે તો નીચે લખેલી સરતોએ તે આપી શકાય:—

દરેક કંત્રાકટ કોરપોરેશન તરફથી કમીશનર કરે, પણ જો કોઇ એવી બાબદ સારૂં કંત્રાકટ કરવું પડે કે જે કમીશનરથી કોરપોરેશન કે સટેનડીંગ કમીટી કે સરકારની સતા મેળવયા વીના થઇ શકે નહી, તો તે સતા મેળવયા પછીજ કમીશનરથી તે કરાય.

કાંઇ મીલકત વેચાતી લેવાના લખત સીવાય બીજું કાંઇપણ કંત્રાકટ રૂપીઆ ૫૦૦૦ થી ઉપરનો ખરચ બેસે એવું હોય, તો તે કરવા અગાઉ કમીશનરે સટેનડીંગ કમીટીની પરવાનગી લેવી જોઇયે.

જો રૂ૫૦૦ થી વધુ ને રૂ૫૦૦૦ થી ઓછી કીમતનું કંત્રાકટ હોય તો તે કમીશનર પોતે કરી શકે, પણ કરવા પછી પંદર દીવસની અંદર તે વીશે, તેણે સટેનડીંગ કમીટીને રીપોરટ કરવો જોઇયે.

રૂ૫૦૦ સુધીનું કાંઇ પણ કંત્રાકટ કોઇની પણ બહાલી મેળવયા વીના કમીશનર પોતે કરી શકે ને તે વીશે રીપોરટ પણ કરવાની ફરજ નહીં.

જે કંત્રાકટપર કાયદા પ્રમાણે સીલ મારવું જોઇયે તેપર કોરપોરેશનનું સીલ મારવું.

કાંઇ પણ કામ કરવા સારૂં કે કાંઇ પણ માલમતા પુરી પાડવા સારૂં રૂ૫૦૦ થી વધારે ખરચ થાય એવું કંત્રાકટ કરવું પડે તો તે હમેશ લખીત હોવું જોઇયે અને તેપર કોરપોરેશનનું સીલ મારવું જોઇયે અને શું કામ કરવું છે, કે શું માલ પુરો પાડવો છે તે તેમાં દરશાવવું જોઇયે. ને કીમત શું ઠરાવી છે તે લખવું જોઇયે, ને કેટલા વખતમાં કામ પુરૂં થાય તે નકી કરવું જોઇયે.

કોરપોરેશનનું સીલ, જે હમેશ મયુનીસીપલ સેક્રેટરીને કબજે રહેવું જોઇયે, તે સટેનડીંગ કમીટીના બે સભાસદોની રૂબરૂ કોઇપણ દસતાવેજપર મરાય, ને એ બે સભાસદોએ પોતાની રૂબરૂ સીલ મરાયું છે તેની સાબેતીમાં તે દસતાવેજપર પોતાની સહી કરવી જોઇયે. દસતાવેજપર સહી સાખ થતાં જે સહીઓ થઇ હોય, તે ઉપરાંત એ સભાસદોની સહી સીલને સારૂં થવી જોઇયે. ઉપર લખેલી સરવે સરતો પ્રમાણે જો કંત્રાકટ નહીં થયું હોય તો તેથી કોરપોરેશન બંધાયલી ન ગણાય. જો રૂ૩૦૦૦ થી વધુ ખરચ બેસે એવું કાંઇ કંત્રાકટ કરવું હોય તો તે કરવાની ઓછામાં ઓછા સાત દીવસ આગમજથી કમીશનરે સથાનીક વરતમાનપત્રોમાં જાહેરખબર છપાવી ટેનડરો માગવાં જોઇયે.

જે ટેનડરો આવે તેમાંનું કોઇપણ ચોકસ ટેનડર કબુલ રાખવા કમીશનર બંધાયલો નહી, પણ સઘળી બાબદો તપાસતાં જે ટેનડર મયુનીસીપાલીટીને સૌથી લાભકારક માલમ પડે તે તેણે કબુલ રાખવું, પણ જયાં સટેનડીંગ કમીટીની બહાલી લેવી ઘટે તયાં તેવી બહાલી લઇને. જો કોઇ વેળા ખાસ કારણોને લીધે જાહેરખબરોથી ટેનડરો માગયા વીના અથવા જે ટેનડરો આવયાં હોય

તેમાંનું કોઇ પણ કબુલ કરવા વીના કંત્રાકટ આપવું ઠીક લાગે, તો સટેનડીંગ કમીટીની પરવાનગી લઇ કમીશનર તેમ આપી શકે. પણ તે ખાસ કારણ શું છે તે સટેનડીંગ કમીટીની નોધપોથીમાં નોધાવું જોઇયે.

રૂ૩૦૦૦ થી ઉપરની કીમતનાં સરવે કંત્રાકટ બરાબર પાર ઉતરે તે સારૂં પુરતી જામીનગીરી લેવાની કમીશનરને માથે ફરજ છે, ને તેથી નાની કીમતનાં કંત્રાકટો સારૂં જામીનગીરી લેવી કે નહી તે કમીશનરની મુનસફી ઉપર રાખયું છે.

એક સાધારણ નીયમ દાખલ સટેનડીંગ કમીટી સહુથી ઓછામાં ઓછું ટેનડર કબુલ રાખે છે, સીવાય કે તે ટેનડર આપનાર ધણી વીશવાસ લાયક ન હોય કે આગલા કોઇ મયુનીસીપલ કામમાં તેણે દોશદાયક ખટપટ કીધેલી હોય. કોઇજ વખત કાંઇ ખાસ કારણો સારૂં ઓછામાં ઓછું ટેનડર નાકબુલ કરી વધારે ભાવનું ટેનડર કબુલ રાખવું પડે છે, અથવા સરવે ટેનડરો રદ કરી નવી જાહેર ખબર છપાવી નવાં ટેનડરો માગવાં પડે છે. પણ એવી દરેક વખત કોઇ નહી ને કોઇ સભાસદ ગડબડ કરે છે, જે આવેલાં ટેનડરો રદ કરવાથી કંત્રાકટરોનો વીશવાસ મયુનીસીપાલીટી ઉપરથી ઉઠી જાય છે.

## મીલકતોની ખરીદી.

મયુનીસીપલ કારણોસર શેહેરની અંદર તેમજ શેહેરની બહાર સથાવર તથા જંગમ મીલકતો ખરીદવાની તથા ધરાવવાની સતા કોરપોરેશનને આપેલી છે.

જયારે પણ કાંઇ સથાવર મીલકત કોરપોરેશન સારૂં ખરીદવી પડે તયારે તે સમજુતીથી સાટું કરી કમીશનર ખરીદે, પણ ખરીદવા અગાઉ વેચાણની સરતો, કીમત વગેરે સારૂં સટેનડીંગ કમીટીની બહાલી મેળવવી જોઇયે, અને જો મીલકતની કીમત રૂ૧૦૦૦ થી વધુ થતી હોય તો કોરપોરેશનની પણ બહાલી મેળવવી જોઇયે.

જો કાંઇ મીલકત જોઇતી હોય તે સમજુતીથી ખરીદી નહી શકાય, તો કમીશનર સટેનડીંગ કમીટીની બહાલી મેળવી સરકારને અરજી કરે કે તે ખરીદી આપવી, ને સરકારને જો વાજબી લાગે તો તે હુકમ કરે કે "લાંડ એકવીઝીશન એકટ" પ્રમાણે જાહેર કારણસર જોઇતી હોય તેમ તે મીલકત ફરજયાત ખરીદી કમીશનરને સવાધીન કરવી ને તેની કીમત તેની પાસેથી લઇ મીલકતના ધણીને આપવી.

## મીલકતોનું વેચાણ કે ભાડે આપવું.

કોરપોરેશનની કાંઇ મીલકત વેચવી હોય કે ભાડે આપવી હોય તો નીચલી સરતો પ્રમાણે કામ લેવું પડે છે:—

રૂ૫૦૦ સુધીની કાંઇ પણ જંગમ મીલકત કમીશનર પોતાની સતાથી વેચી શકે; વળી કાંઇ પણ સથાવર મીલકત એકી વખતે બાર માસ સુધી તે પોતાની સતાએ ભાડે આપી શકે, પણ ભાડે આપેલી મીલકત સારૂં પંદર દીવસમાં તેને સટેનડીંગ કમીટીને રીપોરટ કરવો પડે.

સટેનડીંગ કમીટીની બહાલી લઇ રૂ૫૦૦૦ સુધીની કીમતની કાંઇ પણ કોરપોરેશનની જંગમ મીલકત કમીશનર વેચી શકે અને કાંઇ પણ સથાવર મીલકત એકી વખતે ત્રણ વરસ સુધી ભાડે આપી શકે.

કોરપોરેશનની બહાલી લઇ કાંઇ પણ સથાવર કે જંગમ મીલકત કમીશનર વેચી શકે, અથવા ગમે એટલી લાંબી મુદત સુધી ભાડે આપી શકે.

## કોરપોરેશન માથેનું કરજ.

હાલને મયુનીસીપલ કાયદો અમલમાં આવયો તે અગાઉ જેટલું કરજ

કોરપોરેશનને કરેલું હતું તે પાછું પગાર કરવા અથવા તેપર વયાજ આપવા કાયદામાં ફરમાવેલું છે. એ કરજ કેટલુંક ખુદ સરકારને દેવું છે ને કેટલુંક પ્રજાને દેવું છે. સરકારે પોતાનાં નાણાં પાછાં લેવા સારૂં ઘણો પાકો બંદોબસત કરયો છે. અમુક નાણું કોરપોરેશનને વીહારના તળાવ બાબદ સરકારને દેવું છે, જેપર ચાર ટકાને હીસાબે વયાજ ચાલે છે. બીજી કેટલીક બાબદસર વખતો વખત સરકારે મયુનીસીપાલીટીને નાણાં ઉછીકાં આપયાં છે, તે બધાં એકઠાં કરી તેને Consolidated Loan નું નામ આપયું છે, જેપર સાડાચાર ટકાને હીસાબે વયાજ ચાલે છે. વીહારના તળાવને લગતાં નાણાં પાછાં મેળવવા સારૂં સરકારે કાયદામાં એવો બંદોબસત કરયો છે કે દરેક મહીનાની પહેલી તારીખે કમીશનરે સરકારને ૩૯૪૯૮ ભરવા, તે કયાં સુધી કે એ આખું કરજ વયાજ સાથે પગાર થઇ જાય તયાં સુધી. એજ રીતે Consolidated Loan વાળાં કરજ સારૂં એવું ઠરાવયું છે કે જયાં સુધી એ બધું વયાજ સુધાં પગાર થઇ જાય તયાં સુધી દર વરસની તા૦ ૧ લી જાનેવારી તથા તા૦ ૧ લી જુલાઇને દીને (એટલે છ છ મહીને) કમીશનરે સરકારને ૩૧૭૮૩૨૬-૨-૫ ભરવા. અગરજો ઉપર લખેલા હફતા કમીશનર ન ભરે તો સરકારને કાંઇ નાણું કોરપોરેશનને દેવુ હોય તો તે નાણું સરકાર જપત કરી પોતાનાં લેણામાં વાળી લે. કદાચને એમ જપત કરી શકાય એવું કાંઇ નાણું સરકારના હાથમાં નહીં હોય તો પછી સરકાર પોતાનાં લેણા બદલ કાંઇ ચોકસ મયુનીસીપલ જગાત અથવા આખી મયુનીસીપલ આવક જપત કરી શકે ને તેમાંથી પોતાનુ લેણું તથા જપતીનો જે કાંઇ ખરચ થયો હોય તે કાપી લે, પણ એવી રીતે નહી કે કાંઇ બીજાં કરજ બદલ તે જગાત કે આવક મયુનીસીપાલીટીએ કાયદાસર ગીરવી મુકી હોય તો તે કરજ પગાર કરવામાં કાંઇ હરકત થાય.

વળી વીહારનાં કરજ બાબદ બીજી સાવચેતી સરકારે એ રાખી છે કે ઉપર ઠરાવયા પ્રમાણે માસીક હફતો કમીશનર નહી ભરે તો સરકારનો એક સેક્રેટરી તેનાપર લખીત નોટીસ કરી તે હફતો માગે ને તે નોટીસ કોરપોરેશનપર પણ મોકલાવે, અને સરકારી ગેઝેટમાં બે માસ સુધી લાગટ છપાવે અને તે છતાં પણ જો સરકારને નાણું નહી મળે, તો વીહારના તળાવનાં સરવે બાંધકામ કોરપોરેશનના હાથમાંથી જતાં રહે અને સરકારના હાથમાં આવે અને સરકાર તેના ત્રસ્ટી દાખલ તેનો અસલ પ્રમાણે વહીવટ કરે.

## નાણું ઉછીનું લેવાની સતા.

પ્રજાના લોકે મયુનીસીપાલીટીને રૂપીઆ ચાર કરોડ ઉપર નાણું ધીરયું છે, તો તે બાબદમાં મયુનીસીપાલીટીને સતા કેવી મળેલી છે તે તપાસવું અગતયનું દીસે છે.

કાંઇ પણ મયુનીસીપલ કામ સારૂં, અથવા આગળ ઉછીનાં લીધેલાં નાણાં પાછાં પગાર કરવા સારૂં, નાણું ઉછીનું લેવાની જરૂર પડે તો કોરપોરેશન "સેક્રેટરી આફ સટેટ ફોર ઇંડીયા ઇન કાઉનસીલ" (એટલે બ્રીટીશ સરકાર) પાસેથી, અથવા તો, "ગવરનર જનરલ આફ ઇંડીયા-ઇન-કાઉનસીલ" ની (એટલે કલકતાની સરકારની) બહાલી મેળવી, કોઇ પણ ધણી પાસેથી નાણું ઉછીનું લઇ શકે.

સરકાર પાસેથી જો કોરપોરેશન નાણું ઉછીનું લે તો "કોનસોલીડેટ લોન" ને જે સરતો લાગુ પાડી છે તે બધી તેને લાગુ પડે, ને તેમાં જેમ સરકારના હકો સાચવયા છે તેમ એમાં પણ સચવાય.

જો બીજા કોઇ ધણી પાસેથી કોરપોરેશન નાણું લે તો તેના બદલ પો

તાની કાંઇ પણ સથાવર મીલકત અ થવા તો કાંઇ પણ મયુનીસીપલ જગા ત જામીનગીરી દાખલ તે ગીરવી આ પી શકે.

ચાલુ સાધારણ ખરચ સારૂં કોરપોરે શનથી નાણું વયાજે લઇ શકાય નહીં. કાંઇ પણ જાથુકનાં કામ સારૂં લેવાય, અથવા તો કાંઇ એવું મોટું કામ હો ય કે જેનો ખરચ સરકારનાં મત પ્ર માણે એકજ વરસમાં કરી દેવો નહીં જોઇયે. પણ એકથી વધારે વરસની ચો કસ મુદત ઉપર પાથરી નાખવો જોઇયે.

એકદમ હદબહાર કોરપોરેશન કર જમાં ન ડુબે તે સારૂં એવો બંદોબ સત રાખયો છે જે, કોઇ પણ વખતે કોરપોરેશનનું એકંદર કરજ શેહેરની મીલકતોની જમાબંદીની* એકંદર રક મની બમણીથી વધારે નહીં થ વું જોઇયે. જો જમાબંદીની* રકમ થી બમણી રકમ જેટલુ કરજ થઇ ગયું હોય તો પછી વધુ નાણું ઉછીનું લઇ ન શકાય.

નાણું પાછું પગાર કરવાની મુદત વધુમાં વધુ ૬૦ વરસની રાખી છે. એ હદ સુધી જેટલી મુદત વડી સરકારની બહાલી મેળવી કોરપોરેશન ઠરાવે તેટલી મુદતમાં નાણાં પાછાં પગાર કરવાં પડે. કેટલાંક વરસ થયાં ૪૦ વરસથી વધુ મુ દત સરકાર કબુલ કરતી નથી, તેથી જે મ અગાઉ ૬૦ વરસની મયુનીસીપલ લોન નીકળતી હતી તેમ હવે નથી ની કળતી ને ઘણીખરી ૪૦ વરસની નીક ળે છે. પલેગ સારૂં જે લોન મયુનીસી પાલીટીએ કાઢી છે તે તો ફકત ૨૦ વ રસની છે ને ઘણુંએ સમજાવવા છતાં ૨૦ વરસથી વધુ મુદત સરકારે કબુલ કરી નથી. કેટલીક મયુનીસીપલ લોન ૩૦ વરસની પણ છે.

લોનનાં નાણાં પાછાં પગાર કરવા સારૂં ગમે તો કોરપોરેશન દર વરસે એકસરખો હફતો ભરી દે અથવા દર વરસે એક ચોકસ રકમ બાજુએ કાઢી મુકે. તે રકમ એટલી હોવી જોઇયે કે ચક્રવરધી વયાજે વધતાં લોનની ઠરાવે લી મુદત દરમયાન લોનની રકમ જેટ લી રકમ થઇ જાય. એવી બાજુએ મુકે લી રકમને "સીનકીંગ ફંડ" (Sinking fund) કહે છે. તે સરકારી કે બીજી જાહેર લોનમાં (ગમે તો ખુદ મયુનીસી પલ લોનમાંજ) રોકી શકાય ને તેપર વયાજ કમાઇ શકાય.

તા૦ ૩૧ મી મારચ સને ૧૯૦૪ ને દીને મુંબઇની મયુનીસીપાલીટીનું એ કંદર કરજ ૩૪૭૪૨૦૩૫૫-૧૫-૫ નું હતું. એ રકમના ચોકસ ભાગપર સેંક ડે પાંચ ટકાના હીસાબે વયાજ ચાલે છે ને બાકીના ભાગપર ચાર ટકાને હી સાબે, સીવાય કે દશ લાખ રૂપીઆની એક રકમ, જે સાડાત્રણ ટકે મયુનીસી પાલીટીને મળી શકી છે. વયાજની એ કંદર રકમ વરસ દહાડે ૧૨૨૦૦૦૦૦ ઉપરની થવા જાય છે, ને ૧૫૦૦૦૦૦ થી વધુ રકમ દર વરસે "સીનકીંગ ફં ડ"માં મુકવી પડે છે. એ રીતે પોતા ની વારસીક આવકનો આશરે ત્રીજો ભાગ દર વરસે કરજમાં મયુનીસીપાલી ટીને આપવો પડે છે. અતબાર સુધીમાં ૧૪૬૯૫૮૯૦ જેટલું "સીનકીંગ ફંડ" જ મા થયું છે, જે જુદે જુદે દરે વયાજે વધે છે, ને તેમાં દર વરસે પાંચ લાખ થી સેહેજ વધુ રકમ ઉમેરાતી જાય છે.

## મયુનીસીપલ ફંડ.

મયુનીસીપલ એકટની જુદી જુદી કલમો પ્રમાણે અથવા બીજા કોઇ પ ણ ચાલુ કાયદા પ્રમાણે અથવા કાંઇ પણ કંત્રાકટ પ્રમાણે જે કાંઇ નાણું કોરપોરેશનને મળે અથવા તેમના તરફ

---

* શેહેરની મીલકતોની "જમાબંદી" અથવા "આંકણી" શી રીતે કરવામાં આવે છે તે "મીલકતપર નાખેલા કરો" એ મથાળાં નીચે સમજાવ વામાં આવયું છે.

થી લેવામાં આવે તે એક ફંડમાં જમે થાય, જે ફંડ "મ્યુનીસીપલ ફંડ" ને નામે ઓળખાય અને તે ફંડ મ્યુની સીપલ એકટમાં ફરમાવ્યા પ્રમાણે ખરચવા સારૂં કોરપોરેશનના હાથમાં એક "ત્રસટ" દાખલ રહે અને કોરપોરેશન તેના "ત્રસટી" ગણાય. જુદી જુદી મ્યુનીસીપલ આવકો એ ત્રસટ ફંડમાં જમે થાય, જેવી કે કોઇ પણ મીલકત વેચી તો તેની કીમત, કે ભાડે આપી તો તેનું ભાડું, બધી જગાતોની આવક, પરવાનાઓ વગેરેની સરવે ફી, માજીસ્ટ્રેટોએ કે બીજા કોઇ સતાધારીએ કરેલા સરવે દંડોનાં નાણાં, સરકારે કે કોઇ પણ આસામીએ બક્ષેશ દાખલ કે બીજી રીતે આપેલાં નાણાં, વયાજ, વટાવ, વગેરે.

મ્યુનીસીપલ ફંડમાં પગાર કરવાનાં જે કાંઇ નાણાં આવે તે કમીશનર લાયે ને તરત મુંબઇ બેંકમાં ભરી દે, જયાં "મુંબઇ શેહેરનાં મ્યુનીસીપલ ફંડનું ખાતુ" એ નામનાં એક ખાતાંમાં તે જમે થાય.

ચોકસ સંજોગોમાં સરકારે પોતે બેંકમાંથી મ્યુનીસીપલ નાણાં ઉપાડવાની સતા રાખી છે તે સીવાય નીચે લખેલા ત્રણ આસામીઓની ચેક ઉપર સહી થાય નહી તયાં સુધી મુંબઇ બેંક મ્યુનીસીપલ ફંડમાંથી કાંઇ પણ નાણું પગાર કરી શકે નહી. એ ત્રણ આસામી તે (૧) મ્યુનીસીપલ કમીશનર, (૨) સટેનડીંગ કમીટીનો એક સભાસદ, ને (૩) મ્યુનીસીપલ સેક્રેટરી. દરેક ચેકપર એ ત્રણની સહી હોવી જોઇયે. એ કામ સારૂં મ્યુનીસીપલ આફીસમાં દર અઠવાડયે ઓછામાં ઓછા બે વખત હાજર થવાની ફરજ સટેનડીંગ કમીટીના સભાસદને માથે નાખેલી છે. એટલે કોઇપણ એક સભાસદે અઠવાડયાંમાં બે વખત એ કામસર હાજર થવું. અગર જો કમીશનર માંદો પડયો હોય કે થોડોક વખત શેહેરની બહાર ગયલો હોય ને સહી ન કરી શકે તો તેને બદલે સટેનડીંગ કમીટીનો એક વધુ સભાસદ સહી કરે. એટલે સટેનડીંગ કમીટીના બે સભાસદ અને મ્યુનીસીપલ સેક્રેટરીની સહી થાય તો ચેક વટાવી શકાય. સેક્રેટરીને માંદગી હોય અથવા તેને શેહેર બહાર જવું પડયું હોય, તો તેના બદલ બીજા કોઇથી સહી કરી શકાય એવું કાયદામાં કાંઇજ નથી. એ એક અગતયની ખામી દેખાય છે. ખચીત, જે સંજોગોમાં કમીશનર સહી નહીં કરી શકે તેવાજ સંજોગોમાં કોઇ વાર સેક્રેટરી પણ આવી જાય ને તેનાથી સહી નહીં થાય તો પછી કેમ? ઘણું વીચીત્ર જણાય છે કે કાયદામાં એવી ખામી કેમ રહી ગઇ હશે? જરૂર બનતી તકે એ ખામી સુધારવી જોઇયે ને સેક્રેટરીની ગેરહાજરીમાં પણ સટેનડીંગ કમીટીના બે સભાસદોની સહીનો બંદોબસત થવો જોઇયે. સાંભળવા પ્રમાણે એ ખામીભરેલી ગોઠવણથી વારેઘડીએ ઘણીજ અગવડ ખમવી પડે છે. એકસો રૂપીઆથી વધુ કાંઇ પણ રકમ પગાર કરવી હોય તો તે હમેશ ચેકથીજ પગાર થવી જોઇયે. રૂપીઆ એકસો સુધીની કાંઇ પણ રકમ રોકડેથી પગાર થઇ શકે. એવી નાની રકમો સારૂં રોકડ નાણું હજાર હજાર રૂપીઆના ચેકો મોકલી બેંકમાંથી જરૂર પડે તેમ મંગાવતાં જવું ને તેમાંથી ખરચવું.

અગરજો કાંઇ કારણસર મુંબઇ શેહેરની બહાર કોઇ બેંક કે બીજી આડતમાં નાણું રાખવું સગવડભરયું માલમ પડે તો સટેનડીંગ કમીટીની બહાલી મેળવી કમીશનર તેમ રાખી શકે ને તેમાંથી ખરચ કરવો ઘટે તે કરી શકે.

દરેક ચેક સહી કરનારને માથે ફરજ નાખી છે જે ચેક સહી કરવા અગાઉ તેણે પોતાની ખાતરી કરવી કે તે ખરચ સારૂ નાણાંની જોગવાઇ કોરપોરેશન કે સટેનડીંગ કમીટીએ કાયદાસર કરેલી છે. સીવાય કે એવી જોગવાઇ વગર પણ કેટલોક ખરચ કરવાની સતા કાયદા

પ્રમાણે કમીશનરને મળેલી છે તે જાતનો તે ખરચ હોય.

એક અગતયની સતા સરકારે પોતાના હાથમાં લીધી છે, જે કોઇ વખત બહુ લાભકારક થઇ પડે. તે એ કે જો સરકારનો કોઇ સેક્રેટરી કમીશનરને લખી વાળે ને ખાત્રી આપે કે અમુક કામ પ્રજા લાભને ખાતર તાકીદે થવું જોઇયે, તો કમીશનરે તે કામ માથે લેવું અને મયુનીસીપલ ફંડમાંથી તુરત વેળા તેનો ખરચ કરવો (પણ સાધારણ મયુનીસીપલ વહીવટને કાંઇ હરકત થાય તે રીતે નહીં). એવું જે કાંઇ કામ થયું હોય તે સરવેનો ખરચ સરકાર આપે ને તે મયુનીસીપલ ફંડમાં જમે થાય. એવું કાંઇ સરકારી ફરમાન આવયું હોય તો કમીશનરે તુરત તે વીશે કોરપોરેશનને ખબર કરવા, ને તે ફરમાનની રૂએ શું કામ માથે લીધું છે તે પણ જણાવવું.

## સકુલ ફંડ.

ઉપર લખાઇ ગયું છે તે પ્રમાણે કોરપોરેશનની જુદી જુદી ફરજોમાં એક ફરજ એ છે જે, મુળ કેળવણી સારૂં પોતાની નીશાળો નીભાવવી, ખાનગી નીશાળોને મદદ આપવી તથા નીશાળો સારૂં લાયક મકાનો પુરાં પાડવાં. એ ફરજ બજાવવા સારૂં એક જુદી કમીટી છે, જે "જોઇંટ સકુલસ કમીટી"ને નામે ઓળખાય છે. એ કમીટીના ખરચ સારૂં જે નાણાં અપાય તેનું મયુનીસીપલ હીસાબમાં એક જુદું ખાતું પડાય છે ને તેને "સકુલ ફંડ"નું નામ આપેલું છે. એ સકુલ ફંડની અંદર દર વરસે નીચલી રકમો જમે કરવી એમ ફરમાવેલું છે. (૧) મુળ કેળવણી સારૂં સરકાર જે કાંઇ નાણાં આપે તે; (૨) જે નીશાળોનો બધો ખરચ સકુલ ફંડમાંથીજ થતો હોય તેના નીશાળીયાઓ જે ફી આપે તે; (૩) કોરપોરેશન પોતાની સામાનય આવકમાંથી જે કાંઇ ફાળો આપે તે, (એ ફાળો ઓછામાં ઓછો એટલો હોવો જોઇયે કે, તેમાં નીશાળીયાઓની ફી ઉમેરતાં જે રકમ થાય તે સરકારી ફાળા કરતાં બમણી તો ઉતરવી જોઇયે. દાખલા તરીકે, સરકારે જો એક વરસમાં ૩૫૦,૦૦૦ મુળ કેળવણી સારૂ આપયા હોય ને શીખતાં બાળકોએ આપેલી ફીની રકમ ૩૨૦,૦૦૦ જેટલી થાય, તો કોરપોરેશનને ઓછામાં ઓછા ૩૮૦,૦૦૦ આપવા પડે. પછી ગમે તો વધુ પણ આપે.] (૪) આગલાં વરસના સકુલ ફંડમાં જે કાંઇ નહી ખરચેલી રકમ ફાજલ રહી હોય તે, અને (૫) મુળ કેળવણીના વધારા અરથે બીજું કાંઇ પણ નાણું કયાંથીપણ કોરપોરેશનને મળયું હોય તે.

## બીજાં ખાસ ફંડો.

સકુલ ફંડ માફક બીજું કાંઇ ખાસ જુદું ફંડ ઉભું કરવું ઘટે તો કોરપોરેશનની બહાલી મેળવી તેમ કરી શકાય.

## ફાજલ નાણાંનો ઉપયોગ.

ફાજલ નાણાંપર વયાજ કમાવાની સતા કોરપોરેશનને આપેલી છે. એવું ફરમાવયું છે જે, તુરત ખરચવા સારૂ જે નાણું નહીં જોઇતું હોય તે મુંબઇ બેંકમાં વયાજે મુકવું, અથવા કોઇ જાહેર લોનમાં રોકવું. તુરત ખરચ સારૂ ખપ પડે તેવું ફાજલ નાણું અથવા મુંબઇ બેંકને વયાજે આપવાથી કે, જાહેર લોનમાં રોકવાથી પુરતો લાભ નહીં થાય તેવું નાણું સટેનડીંગ કમીટી વખતોવખત ચુંટી કાઢે તેવી કોઇ બીજી બેંકોમાં વયાજે મુકી શકાય. સટેનડીંગ કમીટીએ જે બેંકો ચુંટી કાઢી હોય તેમાં ફેરફાર કરવો દરૂસત દેખાય તો કોરપોરેશન કરી શકે. એ બધો વહીવટ સટેનડીંગ કમીટીની બહાલી મેળવી કમીશનર કરી શકે. પણ નાણાં મુકવા કે પાછાં ઉપાડવા



**મી૦ ડબલ્યુ. એલ. હારવે.**

માજી મ્યુનીસીપલ કમીશનર.

જે હુકમ આપવા ઘટે તે હમેશ લેખી તજ અપાય ને તેપર કમીશનર તથા સેક્રેટરી તથા સટેનડીંગ કમીટીના એક સભાસદની સહી થાય નહીં તયાં સુધી તેપર અમલ થઇ શકે નહીં.

એ રીતે ફાજલ નાણું વયાજે ફેરવતાં કદાપી કાંઇ ખોટ આવે તો તે મયુનીસીપલ ફંડને ખાતે ઉધારવામાં આવે.

## મ્યુનીસીપલ હીસાબ.

આવક ખરચના હીસાબ કેવી રીતે રાખવા ને તે સારૂ કેવા ફારમ વાપરવા તે સટેનડીંગ કમીટીને સોંપયું છે. એવું ફરમાવયું છે જે, વરસ પુરૂં થવા પછી જેમ બને તેમ જલદી આખા વરસના મયુનીસીપલ વહીવટનો વીગતવાર રીપોરટ કમીશનરે તઇયાર કરાવવો તથા તેની સાથે એક કોઠો આપવો તેમાં તે વરસમાં મયુનીસીપલ ફંડમાં કેટલી આવક જમે થઇ તથા કેટલો ખરચ ઉધરયો તથા વરસને છેડે સીલક કેટલી રહી તે દેખાડવું. એ પોતાના રીપોરટ સાથે પોતાના હાથ હેઠળના દરેક ખાતાંના વડાનો આખા વરસના વહીવટનો રીપોરટ જોડવો, તથા આગલી ૩૧ મી ડીસેમબર સુધી લોનનાં કેટલાં નાણાં મયુનીસીપાલીટીને દેવાં છે તેનો પણ હીસાબ જોડવો. પછી તે રીપોરટ છપાવી સટેનડીંગ કમીટી આગળ રજુ કરવો. સટેનડીંગ કમીટીએ તે રીપોરટ તપાસી તેના ગુણદોશનું વીવેચન કરવું. પછી રીપોરટ સાથે સટેનડીંગ કમીટીનું વીવેચન જોડી તેની આખી ચોપડી કોરેપોરેશનના દરેક સભાસદ પર અકટોબર માસની મીટીંગ સારૂ જે દીવસ નકી થયો હોય તેની ઓછામાં ઓછા આઠ દીવસ અગાઉ પહોંચતી કરવી. વળી, કમીશનરે સટેનડીંગ કમીટીની મરજી પુછી એ ચોપડીની વાજખી કીમત ઠરાવવી ને કોઇપણ શખસ તે ચોપડી માગે તો તેટલી કીમત લઇ તે તેને આપવી.

## આવક ખરચનો વારસીક અડસટો.

સટેનડીંગ કમીટી કહે તેવા આકારમાં નીચે લખેલા અડસટા તઇયાર કરી દર વરસના નવેમબર માસની ૧૦ મી તારીખ અગાઉ કમીશનરને સટેનડીંગ કમીટી આગળ મુકવા પડે છે:—

(૧) આવતાં સાલ દરમયાન જે ખરચ કમીશનર ધારે કે કોરપોરેશને કરવો જોઇએ તેનો અડસટો.

(૨) આવતાં વરસની શરૂઆતમાં કેટલું નાણું સીલક રહેશે તેનો અડસટો.

(૩) આવતાં વરસમાં કમીશનરના મત પ્રમાણે કઇ કઇ અને કેટલી જગાત ઉઘરાવવી પડશે તેનો અડસટો.

કમીશનરના એ અડસટા તથા સુચનાઓ તા૦ ૧૦ મી નવેમબર પછી જેમ બને તેમ જલદી સટેનડીંગ કમીટીએ ધયાનમાં લેવા, ને કાંઇ વધુ પરપુછ કમીશનરને કરવી હોય તે કરી લઇ અને મયુનીસીપલ એકટના સરવે ફરમાનો ખયાનમાં રાખી, ઘટતા ફેરફાર તથા વધારા પોતા તરફથી કરી, કોરપોરેશનના આવતાં વરસના ( એટલે આવતી તા૦ ૧ લી એપ્રીલથી ૩૧ મી મારચ સુધીના બાર માસના ) ખરચ તથા આવકનો અડસટો (Budget Estimate of the Income and Expenditure of the Corporation for the next official year) ઘડી કાઢવો.

એ અડસટો ઘડતાં સટેનડીંગ કમીટીએ સુચવવું કે, જગાતના દર શું રાખવા ને "ટાઉનડયુટી" કઇ કઇ જણસોપર નાખવી. વળી સરવે મયુનીસીપલ લોનનાં વયાજ તથા મુદલ પગાર કરવા સારૂ પૂરતો બંદોબસત રાખવો, અને વરસને છેડે ઓછામાં ઓછી રૂપીઆ એક લાખની સીલક રહે એવી રીતે બધો હીસાબ ગણવો.

૧૮૮૮ માં જ્યારે મ્યુનીસીપલ કાયદો પસાર થયો ત્યારે રૂ૧૦૦૦૦૦ ની સીલક પુરતી ગણાઇ હશે, પણ હાલના બોહોળા મ્યુનીસીપલ કારોબાર તરફ જોતાં એટલી સીલકથી કામ લેવું બહુ મુશકેલ થઇ પડે, તેથી જો કે કાયદા પ્રમાણે એટલી થોડીજ સીલક રાખવાની ફરજ છે તે છતાં ખરેખરી તો એથી દશગણી કે તેથી પણ વધારે સીલક રહે છે.

સટેનડીંગ કમીટીનું બજેટ કમીશનરે છપાવી તા૦ ૧૫મી ડીસેમબર સુધીમાં કોરપોરેશનના દરેક સભાસદને પહોંચાડવું જોઇએ.

જાનેવારી માસમાં બજેટ કોરપોરેશન આગળ રજુ થવું જોઇયે. બજેટ તપાસવા સારૂ મીટીંગ તા૦ ૧૦ મી જાનેવારી સુધીમાં બોલાવવી જોઇયે, ને તેથી મોડી નહી; અને તા૦ ૩૧ મી જાનેવારી સુધીમાં કોરપોરેશને સટેનડીંગ કમીટીની સુચનાઓ તથા કાયદાનાં ફરમાનો ધયાનમાં લઇ નકી કરવું જોઇયે કે જગાત કઇ કઇ અને શા દરે નાખવી ને કઇ જણસોપર ને કેટલી ટાઉન ડયુટી નાખવી. બાકીનું બજેટ એ તારીખ પછી પણ પસાર થાય તો ફીકર નહી, પણ જગાતો એ તારીખ સુધીમાંજ નકી થવી જોઇયે. એટલી સંભાળ રાખીને કોરપોરેશન ગમે તો બજેટ ફેરફાર કરવા સારૂ સટેનડીંગ કમીટી પર પાછું પણ મોકલી શકે, અથવા ગમે તો એમનું એમ કબુલ રાખે, અથવા ગમે તો સટેનડીંગ કમીટીપર પાછું મોકલવા વગર પોતેજ તેમાં ઘટે તેવો ફેરફાર કરે, પણ લોનનાં વયાજ તથા મુદલ પગાર કરવા સારૂ નાણાંની પુરતી જોગવાઇ રાખવીજ જોઇએ, અને ઓછામાં ઓછી એક લાખની સીલક પણ રહેવીજ જોઇએ.

બજેટ પસાર થવા પછી એમ માલમ પડે કે ફલાણી બાબદ સારૂ પુરતા પઇસા નાખ્યા નથી કે કાંઇ નવી બાબદસર પઇસાની જરૂર છે તો તે વીશે જો સટેનડીંગ કમીટી ભલામણ કરે તો વધુ નાણાંની કોરપોરેશન મંજુરીઆત આપી શકે, પણ તેમ કરતાં હમેશ નજર રાખવી પડે કે વરસને છેડેની સીલક એક લાખ રૂપીઆની નીચે ન જાય.

અગર જો વરસની અધવચમાં સટેનડીંગ કમીટીના દરશાવવાથી કોરપોરેશનને એમ માલમ પડે કે ખરચમાં બનતી કાપકુપ કરવા છતાં તે વરસની આવક તે વરસના ખરચ સારૂ અને એક લાખ રૂપીઆની સીલક રાખવા સારૂ પુરતી ન નીવડશે, તો કોરપોરેશને જો બનતું હોય તો કાંઇ ખરચ ઓછો કરી નાંખવો, અથવા તેમ ન બની શકે તો પછી વધારે જગાત નાખવાનો હુકમ આપવો.*

## મ્યુનીસીપલ હીસાબ તપાસવાની ગોઠવણ.

મ્યુનીસીપલ હીસાબપર કાયદાએ બમણો જાપતો મુકયો છે. એક સટેનડીંગ કમીટીનો અને બીજો કોરપોરેશને નેમેલા ખાસ હીસાબ તપાસનારા (auditors) નો. સટેનડીંગ કમીટીને માથે ફરજ છે કે, દર અઠવાડયે તેઓએ પોતે હીસાબ તપાસવા અથવા પોતાની દેખરેખ તળે કોઇ બીજા પાસે તપાસાવવા, અને દર અઠવાડયે આગલાં અઠવાડયાંની આવક તથા ખરચનો સંક્ષેપ તઇયાર કરાવી તે બે સભાસદોની અને મ્યુનીસીપલ સેક્રેટરીની સહી સાથે છપાવી પ્રગટ કરાવવો.

આમ કરવા સારૂં સટેનડીંગ કમીટીને સતા છે જે, જ્યારે ગમે ત્યારે જઇ સરવે મ્યુનીસીપલ હીસાબ તથા તેને લગતાં સઘળાં દફતર તથા દસતાવેજો જોઇ શકે, અને આવક ખરચ

*અલબત, કાયદામાં જે વધારેમાં વધારે જગાતો નકી કરેલી છે તેથી ઉપર તો કદી નખાયજ નહીં કદાચ તેમ કરવાની જરૂર પડે તો પહેલાં સરકારને અરજ કરી કાયદો સુધરાવી લેવો પડે.

બાબદ કાંઇપણ ન સમજ પડે એવું હોય ને સટેનડીંગ કમીટી કાંઇ સમજણ માગે તો કમીશનરે તુરત તે આપવી જોઇયે.

હીસાબ તપાસવાની ફરજ સટેનડીંગ કમીટીને માથે નાખી છે ખરી, પણ તેમની તપાસ ઘણું કરી નામની હોય છે. બુધવારની મીટીંગને દીવસે એક મેમબર પા કલાક વહેલો આવે છે અને ઓડીટરો આગળ જઇ તેઓએ તઇયાર કરેલા અઠવાડીક હીસાબની ટીપ હાથમાં લઇ બે ચાર બાબદનાં ઓચરયાં ઉપર ટપકેથી જોયાં એટલે થઇ રહયું. એટલી તપાસને આધારે બેઉ મેમબરો સહી કરે છે. ખરેખરી તપાસ તો ઓડીટરોએ કરેલી હોય છે, ને હીસાબ બરાબર છે એવી તેઓ ખાતરી આપે છે. આ રીતે ઉપર ટપકેની તપાસ સટેનડીંગ કમીટીના સભાસદો કરે છે તે સારૂં તેમને દોશ દઇ શકાય નહીં. સબબ, બરાબર જો તપાસ કરવી હોય તો તે એટલું લંબાણ ને મુશકેલ કામ થાય જે તે તેઓ કરે એવી આશા રાખવી વાજબી નહીં, ને જયારે કોઇ બીજા પાસે તપાસ કરાવવાની તેમને સતા છે તો ઓડીટરોની તપાસપર તેઓ ભરૂસો રાખે તો કાંઇ ખોટું નહીં.

ઓડીટરોની નેમણુક દરેક વરસ સારૂં વરસોવરસ કોરપોરેશનને કરવી પડે છે અને એ ઓડીટરોને દર અઠવાડયે હીસાબ તપાસવા પડે છે.

હીસાબ બરાબર તપાસવા સારૂં ઓડીટરોને કાંઇ કણ ચોપડી, લખત, કંત્રાકટ, ખાતાં, ઓચરયાં કે બીજા દસતાવેજની જરૂર પડે તો લખેલી માગણી કરી તેઓ મંગાવી શકે.

અથવા એવી ચોપડી, લખત વગેરે, કોઇ પણ ધણીને હસતક કે કબજે હોય તો લખેલો હુકમ આપી તેને પોતાની સનમુખ બોલાવી શકે.

એ રીતે હાજર થયલા કોઇ પણ શખસને ફરજ પાડી શકે કે તેણે પોતાને હસતક કે કબજેની ચોપડી, લખત, વગેરે બાબદ ઘટતો એકરાર કરવો.

ઓડીટર કેટલા રાખવા તે કાયદામાં ચોકસ લખેલું નથી, પણ એકથી વધુ રાખવા એવી કાયદાની મકસદ દેખાય છે. અતયાર સુધી બબે ઓડીટરો રાખવામાં આવયા છે. એમના પગાર સારૂ વરસ દહાડે એકંદર રૂ ૧૦૦૦૦ દશ હજાર ખરચવાની કોરપોરેશનને સતા છે. હાલના ઓડીટરો મી૦ સીતારામ ગુપતે તથા મી૦ હોરમસજી શાપુરજી કાતરક છે. તેમને દરેકને વરસ દહાડે રૂ૫૦૦૦ મળે છે,

અગર જો હીસાબમાં કે ખરચમાં કે મયુનીસીપાલીટીને દેવા રૂપીઆ વસુલ કરવામાં કાંઇ વીશેશ ખોટારૂં કે ગેરવાજબીપણું ઓડીટરોની નજરમાં આવે તો તેઓએ તુરત તે સટેનડીંગ કમીટીની જાણમાં લાવવું, અને હીસાબનું કામ કેમ ચાલે છે તે વીશે વખતોવખત સટેનડીંગ કમીટીને જે ખબર જોઇતી હોય તે પુરી પાડવી અને દરેક નવુ હીસાબી વરસ* શરૂ થાય તે પછી જેમ બને તેમ જલદી આગલા હીસાબી વરસના આખા હીસાબ બાબદ એક રીપોરટ તઇયાર કરી કમીટી આગળ રજુ કરવો. એ રીપોરટ કમીશનરે છપાવવો અને તેની એક નકલ પોતાના વારસીક રીપોરટની નકલ સાથે કોરપોરેશનના દરેક સભાસદપર મોકલી આપવી.

અહીં પણ એક અગતયની સતા સરકારે પોતાના હાથમાં રાખી છે, તે એ કે જયારે ગમે તયારે સરકારે પોતે પોતાનો એક ઓડીટર નેમી તેની પાસે મયુનીસીપલ હીસાબોની ખાસ તપાસ કરાવવી અને રીપોરટ મેળવવો, અને એવી ખાસ તપાસનો જે ખરચ સરકાર નકી કરે તે મયુનીસીપલ ફંડમાંથી અપાય. જે સતા કોરપોરેશને

---

* ૧ લી એપ્રેલથી ૩૧ મી મારચ સુધીના બાર માસનું વરસ.

નેમેલા ઑડીટરો ભોગવે તે સઘળી સતા એવો સરકારી ઑડીટર પણ ભોગવે.

કોઇ વાર જો મયુનીસીપલ હીસાબમાં ઘોટાળો ચાલે ને તેનો બંદોબસત કોરપોરેશન નહીં કરી શકે તો આમ સરકારી હીસાબ તપાસનાર આવી રીપોર્ટ કરે એમાં ફાયદો ખરો. કોરપોરેશન હસતીમાં આવયા પછી એ સતા સરકારે કોઇવાર વાપરી નથી એ કોરપોરેશનને ઘણું માનભરેલું છે.

કમીશનરના હાથમાં ખરચ કરવાની બોહોળી સતા મયુનીસીપલ એકટે રાખી છે ખરી, પણ તેપર પુશકળ આંકોશ, ચોકાસી તથા સાવચેતી મુકવામાં આવી છે. પહેલાં તો ડગલે ડગલે તેને સટેનડીંગ કમીટી કે કોરપોરેશનની બહાલી મેળવવાની ફરજ પાડી છે. તે થયું એટલે તે બહાલીને આધારે કાંઇ ગેરવાજબી ખરચ કમીશનર ઘુસાડી ન દે તે માટે પુશકળ જાપતો મેલ્યો છે. ચેક ભરાય તે ચીફ એકાઉનટંટની ઑફીસમાં ભરાય. તે કમીશનરનો નેમેલો ખરો, પણ જોખમદાર અમલદાર, જેને કોરપોરેશન પણ પુછી શકે, એટલે પહેલાં તો કાંઇ વાંધાભરયું તયાં જ શરૂ કરવું મુશકેલ. પછી ચેકપર કમીશનર ઉપરાંત સેક્રેટરીની સહી અને સટેનડીંગ કમીટીના સભાસદની સહી. એવા ઘણાક દાખલા બનયા છે કે જેમાં કમીશનર કાંઈ ખરચ વાંધાભરયો ન ગણે અને સહી કરે, પણ સેક્રેટરી કે સટેનડીંગ કમીટીનો સભાસદ સહી કરવા ના પાડે ને વાત તયાં અટકે, પછી કમીશનર કોરપોરેશન પાસે કે સટેનડીંગ કમીટી પાસે જાય ને ઘટતું કરી આવે તયારેજ પેલા ગ્રહસથો સહી કરે. વળી સેક્રેટરી તથા સટેનડીંગ કમીટીવાળાના હાથમાંથી પણ પસાર થઇ ગયું હોય તો ઑડીટરના હાથમાં પકડાય, કે, સટેનડીંગ કમીટીવાળા હીસાબ તપાસવા ગયા હોય તયારે તેમની નજરમાં કદાચી આવી જાય. અગર તયાંથી પણ છટકયું તો છેલ્લે જયારે હીસાબો છપાઇ બહાર પડે તયારે કોઇ ઉમંગી કાઉનસીલરનું જો તે ઉપર ધયાન ખેંચાયું તો તે એ બાબદ કોરપોરેશનમાં લાવી તયાં ગડબડ મચાવી શકે, ને કદાચી નાણાં ખરચાઇ પણ ચુકયાં હોય તો તે વીશે ઘોંઘાટ તો કરી શકે. એ રીતે પ્રજાનાં નાણાં લુટાય નહી તે સારૂં જાપતાપર જાપતા છે ને સરવે રીતે જોતાં ઘણો પકકો બંદોબસત છે. અલબત, ખોટા ખરચો તો અનેક થતા હશે ને ઘણો ખરચેલો પઇસો વયરથ જતો હશે. વળી લાંચ રૂશવતનો દોશ કેટલાંક મયુનીસીપલ ખાતાંઓ ઉપર હમેશાં મુકાતો આવયો છે. ઉપર લખેલા આંકોશો કાંઇ તેનો અટકાવ કરી શકે તેવા નથી. પણ મયુનીસીપલ તીજોરીમાંથી પોતાના ફાંટામાં આવે તેમ ખરચ કરી ન શકાય એવા આંકોશો કમીશનરપર મેલાયલા છે એમ સમજવું.

## જુદી જુદી સભાઓમાં કોરપોરેશનના પ્રતીનીધીઓ.

નીચે લખેલ ઠેકાણે પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો હક કોરપોરેશનને મળેલો છે :—

૧. મુંબઇ સરકારની ધારા બાંધનારી સભામાં.

૨. મુંબઇના શેહેર સુધારાના ટ્રસટની બોરડમાં.

૩. વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટની બોરડમાં.

૪. જોઇંટ સકુલ્સ કમીટીમાં.

## ધારા બાંધનારી સભાના પ્રતીનીધી.

સરકારની ધારા બાંધનારી સભામાં કોરપોરેશનને એકજ પ્રતીનીધી નેમવાનો હક છે, અને તે મુંબઇ શેહેરનો રહેવાસી હોવો જોઈયે, પછી તે કોરપોરેશનનો સભાસદ હોય કે ન હોય.

૧૮૯૨ વાળો "ઇનડીયન કાઉનસીલ એક્ટ" પસાર થયા પછી એ હક મુંબઇની કોરપોરેશનને મળયો છે.

મુંબઇ ઇલાકાની બીજી કોઇ પણ એકલી મયુનીસીપાલીટીને એ હક આપવામાં આવયો નથી, જોકે આખા વીભાગની એકંદર મયુનીસીપાલીટીએ એવો હક ભોગવયો છે.

જે ધણીને કોરપોરેશન ચુંટી કાઢે તે કાંઇ એમનો એમ ધારા બાંધનારી સભાનો સભાસદ થાય નહીં. કોરપોરેશનને જે હક છે તે કોને નેમવો તેની મુંબઇ ઇલાકાના નામદાર ગવરનરને ભલામણ કરવાનો છે. અગર જો જેની ભલામણ કરી હોય તે આસામી ગવરનરને લાયક ન માલમ પડે, કે તેને નેમવામાં કાંઇ વાંધા જેવું હોય, તો ગવરનર તેને ન નેમે ને કોરપોરેશન પાસે બીજી ભલામણ મંગાવે. અગર જો ગવરનર તરફથી ભલામણ કરવાની માગણી કોરપોરેશન પર આવે ને ત્રણ માસની મુદતમાં કોરપોરેશન કાંઇ પણ ભલામણ ગવરનરને ન કરે તો ગવરનર મુંબઇ શેહેરના કોઇ પણ શેહેરીની નેમણુક પોતે વગર ભલામણે કરે. દરેક નેમણુક બે વરસની હોય છે, ને બે વરસ પુરાં થયાં એટલે બીજી ભલામણ કરવાની માગણી નામદાર ગવરનર તરફથી કોરપોરેશન પર આવે છે. ભલામણ સારૂં ચુંટણી છુપાં મતે નહી પણ ખુલ્લાં મતે થાય છે, ને જેની તરફ વધુ મત પડે તેની ભલામણ થાય. બાર વરસની વાતપર આ માનભરયો હક પહેલવહેલો કોરપોરેશનને મળયો તયારથી આજ સુધી તેણે એકના એક માનવંતા શેહેરીની ભલામણ કરી છે ને તે એકના એક શેહેરીએ કોરપોરેશનના પ્રતીનીધી દાખલ મુંબઇ ઇલાકાની ધારા બાંધનારી સભાના "આનરેબલ" સભાસદ દાખલ બેઠક લીધી છે. તે શેહેરી તે કોરપોરેશનના આ ચાલુ ૧૯૦૫-૧૯૦૬ ના સાલના પ્રમુખ આનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતા છે. ફરીથી ને ફરીથી કોરપોરેશને એકમતે એઓનું નામ નામદાર ગવરનર ઉપર મોકલી આપયું છે, ને વગર આંચકીએ નામદાર ગવરનરે એમની નેમણુક કરી છે. ધારા બાંધનારી સભામાં સર ફીરોઝશાહે કોરપોરેશનની તેમજ જાહેર પ્રજાની અનેક કીમતી સેવાઓ બજાવી છે તે તો જગજાહેર વાત છે, એટલે તે વીશે અત્રે વધુ બોલવાની જરૂર નથી.

## શહેર સુધારા ત્રસ્ટમાં પ્રતીનીધી.

મુંબઇના શહેર સુધારાના ત્રસટની બોરડના ચઉદ સભાસદોમાંથી ચાર મુંબઇની કોરપોરેશનના નેમેલા હોય છે. ચેમબર ઓફ કોમરસ, પોર્ટ ત્રસટ તથા મીલ ઓનરસ એસોસીએશન એકેક સભાસદ નેમે છે તયારે કોરપોરેશનને ચાર નેમવાની સતા એટલાપરથી આપી છે કે, શેહેર સુધારાની બોરડ મયુનીસીપલ કોરપોરેશનને સોંપેલા કામોમાંનું એક કામ કરે છે ને કોરપોરેશન તેને નાણાંની મોટી મદદ કરે છે ને કોરપોરેશનની કીમતી મીલકતો તેને હસતક આપેલી છે. અહીં તો કોરપોરેશન એકદમ નેમણુક સારૂ ચુંટી કાઢે છે ને ભલામણને સારૂ નહી. અહીં પણ ચુંટણી છુપાં નહી પણ ખુલ્લાં મતે થાય છે ને જેને વધારે મત મળે તેની નેમણુક થયલી ગણાય. કોરપોરેશનના ચારે પ્રતીનીધીઓ કોરપોરેશનના સભાસદો હોવા જોઇયે, ને કોઇ બહારના શખસની નેમણુક કોરપોરેશન કરી શકે નહીં. દરેક નેમણુક બે વરસની થાય છે. કોઇ જગયા ખાલી પડવાની હોય તેની પંદર દીવસ આગમજ જો કોરપોરેશન નેમણુક ન કરે તો પછી સરકાર પોતે તે હક ભોગવે ને કોરપોરેશનના કોઇ સભાસદને નેમે. શેહેર સુધારાનો કાયદો ૧૮૯૮ માં પસાર થયો તયારથી તે અતયાર સુધી

નીચે લખેલા ચાર ગ્રહસથોની નેમણુક ફરી ફરીથી થઇ છે:—

સર ભાળચંદર ક્રીશણા ભટવડેકર, એલ. એમ.,

ઓ૦ મી૦ ઇબરાહીમ રહીમતલા,

મી૦ દીનશાહ એદલજી વાચછા,

મી૦ એકેશીઓ ગેબ્રીએલ વીગાસ, એલ. એમ. એંડ એસ.

**ટેકનીકલ ઇનસટીટયુટમાં પ્રતીનીધી.**

વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન સટીટયુટને કારપોરેશન નાણાંની મદદ કરે છે. જયાંસુધી એ મદદ ચાલુ રહે તયાંસુધી ઇનસટીટયુટની બોરડપર ત્રણ સભાસદો નેમવાનો હક કોરપોરેશનને મળેલો છે. એ નેમણુક ત્રણ ત્રણ વરસની હોય છે. એ નેમણુક કોરપોરેશનના સભાસદોમાંથીજ કરવી જોઇયે એમ નથી, કોઇપણ શખસની નેમણુક કરી શકાય. હાલ એ ઇનસટીટયુટની બોરડપર કોરપોરેશન તરફથી નીચે જણાવેલા પ્રતીનીધીઓ બીરાજે છે:—

મી૦ ડબલ્યુ. ડી. શેપરડ, આઇ. સી. એસ. મયુનીસીપલ કમીશનર.

ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી. આઇ. ઇ.

સર ભાળચંદર ક્રીશણા ભટવડેકર, એલ. એમ.

**જોઇંટ સકુલ્સ કમીટીમાં પ્રતીનીધી.**

જોઇંટ સકુલ્સ કમીટી કેવી રીતે બનેલી છે, અને શું કામ કરે છે, તેની સમજણ આગળ આપેલી છે. એના આઠ સભાસદોમાંના ચાર કોરપોરેશન નેમે છે ને ચાર સરકાર નેમે છે કોરપોરેશને નેમેલા ચારે સભાસદો કોરપોરેશનના સભાસદો હોવા જોઇયે. સરકાર ગમે તેને નેમે. ઘણીવાર કોઇ સરકારી સભાસદ પણ કોરપોરેશનનો સભાસદ હોય છે દરેક નેમણુક બે વરસની હોય છે. ખુલ્લાં મતે નેમણુક થાય છે. હાલ નીચે લખેલા ગ્રહસથો જોઇંટ સકુલ્સ કમીટીમાં કોરપોરેશન તરફના સભાસદ દાખલ બીરાજે છે:—

મી૦ જેમસ મેકડોનલડ.

રા૦ બા૦ ધાકજી કાશીનાથજી.

મી૦ ભાઇશંકર નાનાભાઇ.

મી૦ કાઝી કબીરૂદીન કાઝી મોલવી બાકર.

એ ઉપરાંત બીજા બે કોરપોરેશનના સભાસદો સરકાર તરફથી નેમાયલા છે, તે આ૦ મી૦ ચીમનલાલ હરીલાલ શીતલવડ તથા આ૦ ખા૦ બા૦ દારાશાહ રતનજી ચીચગર છે. મી૦ શીતલવડ હાલ જોઇંટ સકુલ્સ કમીટીના પ્રમુખનો ઓધો ભોગવે છે.

**શહેર સુધારા ત્રસ્ટ સંબંધી બીજી એક નેમણુક.**

શેહેર સુધારાનાં ત્રસટને લગતી એક બીજી નેમણુક કોરપોરેશનના હાથમાં છે. ત્રસટ તરફથી જે મીલકતો ખરીદવામાં આવે છે, તેની કીમત ત્રસટને સારૂ સરકારે નેમેલા ખાસ કલેકટરો નક્કી કરે છે. કલેકટરના ચુકાદાથી નારાજ થઇ અપીલ કરવી હોય તો તેને સારૂ એક ખાસ અદાલત નેમી છે, જેને "ત્રીબયુનલ ઓફ અપીલ" (Tribunal of Appeal) કહે છે. એ અદાલતમાં અપીલ સાંભળવા ત્રણ જણ બેસે છે, તેમાં એક પ્રમુખ અને તેને મદદ કરવા બે "એસેસર" (Assessors) હોય છે. પ્રમુખની તથા એક એસેસરની નેમણુંક સરકાર કરે છે, અને બીજા એસેસરની નેમણુંક કરવાની સતા મયુનીસીપલ કોરપોરેશનને આપેલી છે. દરેક નેમણુક વરસ દહાડાની હોય છે. એસેસરને માસીક રૂ૫૦ નું લવાજમ મળે છે, ને તે ઉપરાંત જેટલો વખત અદાલત બેસે તેટલા વખતની કલાકના રૂ૧૫ ને હીસાબે ફી મળે છે. ૧૯૦૧ માં પહેલવહેલી એસેસરની નેમણુક થઇ તયારથી આજ સુધી એ ઓધો મુંબઇના જાણીતા ઇજનેર મી૦ ડબલ્યુ. એ. ચેમબરસ ભોગવે છે.

## જુદી જુદી ફરજો બજાવવા સારૂં મ્યુનીસીપલ સતાધારીઓને બક્ષેલી સતા.

કોરપોરેશન સારૂં ફરજયાત તથા બીનફરજયાત એવા બે જાતના જુદાં જુદાં કામો મુકરર કરયાં છે, તેની ટીપ આ લખાણની શરૂઆતમાં આવી ગઇ છે. એમાંના કેટલાંક મુખ્ય કામો બજાવવા સારૂં કોરપોરેશન તથા કમીશનર વગેરેને કાયદામાં કેટલી સતા બક્ષેલી છે, તથા ખાનગી આસામીઓના હકો કઇ રીતે સંભાળયા છે તેની તપાસપર આવયે. મીલકતવાળાઓ તથા બીજા આસામીઓને વારંવાર એ જુદાં જુદાં કામો બાબદ મયુનીસીપલ સતાવાળાઓ સાથે સંબંધમાં આવવું પડે છે. કોઇવાર મયુનીસીપાલીટીના માણસો પોતાની સતાની બહાર જવાથી, તો કોઇવાર તેમની સતા શી છે તેની સામા ધણીને ખબર નહી હોવાથી ગેરસમજુતી થાય છે. એમાંથી કજીઓ ઉભા થાય છે ને કોઇવાર કોરટે ચહડવું પડે છે ને નાની વાત મોટું રૂપ પકડે છે. કાયદો શું છે અને મયુનીસીપાલીટીની સતા કેટલી છે એ વીશે જો સાધારણ રીતે લોકમાં પુરતું ગ્નાન હોય તો કદાપી એવી પંચાતીઓ થતી અટકે ને પ્રજા પોતાના હકનું વધારે સારી રીતે રક્ષણ કરી શકે. એટલા વાસતે નીચે લખેલી બાબદો મીલકતના ધણીઓને તથા મયુનીસીપાલીટીના સંબંધમાં આવનાર બીજા આસામીઓને કદાપી ઉપયોગી થઇ પડશે.

## ગટરો અને ગટર કામો.

કોરપોરેશનની માલેકીની સરવે ગટરો જેને મયુનીસીપલ ગટરો કહે છે, તે સરવે કમીશનરને કબજે સોંપેલી છે. એ સઘળી નીભાવવાની તથા તેમની મરામત કરવાની ફરજ કમીશનરને માથે નાખેલી છે. શેહેરની ગલીચી બહાર કહાડવા સારૂં જો કાંઇ નવી ગટરો બાંધવાની જરૂર પડે તો કમીશનરે કોરપોરેશન પાસેથી સતા મેળવી બંધાવવી.

જો જરૂર પડે તો કોઇ પણ મોહોલા વચેથી કે નીચેથી કે મોહોલાની નીચે કંઇ ભોંયરૂં કે મેહેરાબ હોય તેની નીચેથી કોઇ પણ મયુનીસીપલ ગટર લઇ જવાની કમીશનરને સતા છે. જો શેહેરમાં કોઇની ખાનગી જમીન હોય ને તેની વચેથી કે નીચેથી ગટર લઇ જવી પડે તો તે પણ કમીશનર લઇ જઇ શકે, પણ જમીનના ધણીને અથવા જેના કબજામાં તે જમીન હોય તેને વાજબી ચેતવણી લખી મોકલયા પછી. અગરજો શેહેરની ગલીચી શેહેર બહાર કહાડી તેનો નીકાળ કરવા સારૂં કોઇ શેહેર બહારની જમીનમાંથી ગટર લઇ જવી પડે તો તે પણ ઉપર જણાવયા પ્રમાણે લેખીત ચેતવણી આપી કમીશનર લઇ જઇ શકે.

જો કોઇ ખાનગી જમીનમાં કોઇ મયુનીસીપલ ગટર આવી હોય તો તે ગટરનું સમારકામ કરવા કે તેમાં કાંઇ ફેરફાર કરવા કે તેને બદલે નવી ગટર બાંધવા કે એવાં કોઇ કારણસર કમીશનરને તે જમીનપર દાખલ થવાની તથા જોઇતું કામ કરાવી લેવાની સતાછે.

એ રીતે જાહેર પ્રજા લાભને ખાતર ખાનગી જમીનપર કમીશનરને સતા આપી છે, તો જમીનના માલેકના હક સાચવવા સારૂં કાયદામાં એવું ફરમાવયું છે કે એ રીતે સતા ચલાવતાં કમીશનરે સંભાળ રાખવી કે જેમ બને તેમ ઓછી નુકસાની થાય, અને જે કાંઇ નુકસાની થાય તેનો બદલો કમીશનરે વાળી આપવો.

કમીશનરની લેખીત રજા મેળવયા વીના કોઇ પણ ધણીથી કોઇ પણ મયુનીસીપલ ગટર ઉપર નવી ઇમારત, દીવાલ કે બીજું બાંધકામ બંધાય નહી કે રેલવેની કે બીજી સડક લઇ જવાય નહી. જો કોઇ એવું બાંધકામ કે સડક વગેરે બાંધે તો સટેનડીંગ કમીટી

ની પસંદગી મેળવી કમીશનર તે તોડી કે ઉખેડી નાખી શકે ને તેમ કરવાનો ખરચ બાંધનાર શખસ પાસેથી લઇ શકે.

જો કોઇ મયુનીસીપલ ગટર વધારવી હોય, કે તે પર મેહેરાબ બાંધવો હોય, કે તેને બીજી રીતે સુધારવી હોય, અથવા જો કોઇ એવી ગટર તેનાં મત પ્રમાણે નકામી થઇ પડી હોય, ને તેને બંધ કરવી હોય, કે ભાંગી નાંખવી હોય. તો કમીશનર તેમ કરી શકે, પણ તે એવી સરતે કે તે ગટર કહાડી નાખવાથી કે બંધ કરવાથી કે ભાંગી નાંખવાથી કોઇપણ ધણીને જેમ બને તેમ ઓછી અગવડ કે ગંદકી થાય. વળી જો એમ કરતાં કોઇ ધણીને કોઇ ચોકસ ગટર વાપરવાનો હક હોય ને તેના વપરાસમાંથી તે જાય તો કમીશનર જેમ બને તેમ જલદી તે ધણીના વપરાસ સારૂ, આગલી ગટર જેટલી કામ લાગતી હોય તેટલી કામ લાગે તેવી બીજી ગટર તેને બાંધી આપે.

વળી કાયદામાં ફરમાવયું છે જે, સર્વે મયુનીસીપલ ગટરો એવી રીતે બાંધવી, નીભાવવી ને રાખવી કે તેથી જેટલી બને તેટલી ઓછી ગંદકી થાય અને વખતો વખત ગટરને પાણી મારવું તથા સાફ કરવી તથા ખાલી કરવી. એ રીતે ગટરો ચોખી રાખવા સારૂ કાંઇ કુંડ કે ગટરના દરવાજા કે યંત્ર કે કાંઇ બાંધકામ જોઇતાં હોય તો કોરપોરેશનની સતા મેળવી કમીશનર તે બંધાવે કે ઉભાં કરે.

## ચોકસ ઘરોના ફાયદા સારૂ રાખેલી ગટરો.

કોઇ મોહોલ્લાની અંદર કે નીચે કે બાજુએ કોઇ એવી ગટર બાંધી હોય— (પછી તે મયુનીસીપલ ખરચે બંધાઇ હોય કે નહીં)—કે જે તેની બાજુએ આવેલાં ચોકસ ઘરોનાજ વપરાસ કે ફાયદાને સારૂં હોય, અથવા અસલ બીજી મકસદથી બાંધી હોય તોપણ જો હવે તે ચોકસ ઘરોનેજ કામ લાગતી હોય, તો તે ઘરોના ધણીઓને અથવા તેમાં રેહેનારાઓને ખરચે તેનો નીભાવ કરવો અને તેને વખતો વખત દુરસત કરાવવી, પાણી મરાવવું, સાફ કરાવવી અને ખાલી કરાવવી, એવું કાયદામાં ફરમાવયું છે. કમીશનર લખીને ચેતવણી આપી એવા ઘરના ધણીઓને અથવા તેમાં રેહેનારાઓને ફરજ પાડી શકે કે તેઓએ તે ગટર દુરસત કરાવવી કે તેમાં પાણી મરાવવું કે તેને સાફ કે ખાલી કરાવવી. જો એથી પણ વધારે કાંઇ કામ તે ગટર સંબંધી કરાવવું પડે તે સારૂ કમીશનર સટેંનડીંગ કમીટીની બહાલી લઇ ઘરધણી કે ઘરમાં વસનારાઓ પાસે તે કરાવી શકે.

## ખાનગી મોહોલાઓની ગટર અને ઘરોની ગટરો.

કોઇ ખાનગી મોહોલાનો ધણી તે મોહોલાની ગટરને મયુનીસીપલ ગટર સાથે જોડવા માંગતો હોય તો તેમ જોડવાને તેને હક છે, પણ નીચે લખેલી સરતો પ્રમાણે તેણે કરવું જોઇયે. તે એ કે:—

(૧) ગટર બાંધવાનું શરૂ કરવા અગાઉ તેણે તે મોહોલાનો એક નકશો બનાવી કમીશનરપર મોકલી આપવો. એ નકશાપર મયુનીસીપાલીટીનો પરવાનો ધરાવનાર સરવેયર (Licensed Surveyor)ની સહી જોઇયે, એવું દેખાડવા કે તે નકશો તેણે પોતે બનાવયો છે અથવા તેના ઉપરીપણાં હેઠળ બનાવવામાં આવયો છે. તે નકશો કમીશનર ફરમાવે તેવા સગવડભરયાં માપે બનાવવો, અને તેમાં પેલી ધારેલી ગટર કયે ઠેકાણે, ને કેટલાં કદની બાંધવામાં આવશે અને તે કઇ તરફ વહેશે તે દેખાડવું, અને તેના એક કે વધારે છેદ ચીત્ર (Section or Sections) આપવાં, અને બીજી જે વીગતો કમી



આ૦ સર ફીરોજશાહ મેરવાનજી મેહેતા,
કે. સી. આઇ. ઈ.

શનર માંગે તે આપવી, અને કમીશનરે લખીને પોતાની પસંદગી જણાવે તો જ તેવી ગટર બંધાય, અને કમીશનર હુકમ કરે તેથી જુદી રીતે ન બંધાય.

(૨) એવા ખાનગી મોહોલાની ગટર તે મોહોલાના ધણીને ખરચે બંધાય, ને તે કેવા સામાનથી બાંધવી ને કેવા કદની ને કઇ રીતથી બાંધવી અને કઇ રીતે મયુનીસીપલ ગટરમાંથી તેનો ફાંટો કહાડવો તે બધું સટેનડીંગ કમીટીની બહાલી મેળવી કમીશનર નક્કી કરે.

(૩) એવી ગટરનો કાંઇ ભાગ કે ફાંટો કોરપોરેશન હસતકના કોઇ જાહેર રસતા કે જગયાની અંદર કે નીચે આવતો હોય તો કમીશનરને વાજબી લાગે તો તે તેટલો પોતે બંધાવે ને તેનો જે ખરચ બેસે તે પેલા ખાનગી મોહોલાના ધણી પાસે લે.

કોઇ પણ ઘરના ધણી કે કબજેદારને પોતાનાં ઘરની ગટર કોઇ મયુનીસીપલ ગટરમાં ખાલી કરવાનો હક છે, પણ તેમ કરવા અગાઉ તેણે કમીશનરની લખીત પરવાનગી મેળવવી જોઇએ, અને કેવી રીતે તથા કેવી દેખરેખ હેઠળ ખાનગી ગટરને મયુનીસીપલ ગટર સાથે જોડવી તે વીશે જે સરતો કમીશનર નકી કરે તે પ્રમાણે તેણે કામ કરવું જોઇએ.

ઉપર લખેલી સરતોથી વેગળો જઇ જો કોઇ શખ્સ કોઇ ખાનગી ગટરને મયુનીસીપલ ગટર સાથે જોડે તો કમીશનરને સતા છે જે તેવું જોડાણ બંધ કરે, કે તોડી નાંખે, કે તેમાં ફેરફાર કરે, કે નવેસરથી બંધાવે, ને એમ કરવાનો ખરચ તે ખાનગી ગટરના ધણી પાસેથી કે કાયદા વીરૂધ કામ કરનાર શખ્સ પાસેથી લઇ શકે.

## પડોશીની મીલકત માંહેથી ગટર કાઢવાનો હક.

અગર જો કમીશનરને માલમ પડે કે, કોઇ મીલકત એવી રીતે આવી છે કે તેની ગટર કોઇ બીજા ધણીની મીલકત માંથી પસાર કરયા વગર મયુનીસીપલ ગટર સાથે જોડી શકાય નહીં, અથવા તો જોડવાની સઉથી સગવડભરેલી રીત તેજ છે, તો કમીશનર તે બીજા ધણીને કાંઇ વરવાંધો હોય તો પુછે, ને તેને વાંધો નહીં હોય, અથવા તેને દેખાડેલો વાંધો તેને વાજબી કે પુરતો ન જણાય, તો સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી, તે પેલી મીલકતના ધણી કે કબજેદારને લખીત હુકમ મોકલી સતા આપે કે, તેણે પોતાની ગટર પેલા બીજા ધણીની મીલકતમાંથી ચોકસ દેખાડેલી રીત પ્રમાણે લઇ જવી.

દરેક એવો લખેલો હુકમ, જેના ઉપર કમીશનરે સહી કીધી હોય, તે જે ધણીને મળયો હોય તેને તેમજ તેના કોઇ આડતયા કે કામદારને પુરતી સતા આપે છે જે તેણે પેલા બીજા ધણીને વાજબી લખીત ચેતવણી આપયા પછી, તેની મીલકતમાં પોતાના મદદનીશો તથા કામદાર માણસોને લઇ દાખલ થવું ને જોઇતું કામ કરવું, પણ સુરય ઉગવા અગાઉ કે આથમવા પછી તેમનાથી દાખલ થવાય નહીં.

એવી રીતે બીજાની મીલકતમાં પોતાને સારૂં જે ગટર બાંધવી પડી હોય તેને પાછળથી દુરસત કરવી પડે કે તેમાં કાંઇ ફેરફાર કરવો પડે કે જુનીને બદલે નવી ગટર બાંધવી પડે તો તે પણ ઉપર પ્રમાણેજ કરી શકાય.

ઉપર પ્રમાણેનું કામ જેટલી બને તેટલી ઓછી નુકસાની થાય તેમ કરવું અને જેના ફાયદા સારૂં એ કામ થયું હોય તેને માથે ફરજ છે કેઃ—

(૧) જેટલી બને તેટલી ઓછી ઢીલથી તેણે તે કામ કરાવી લેવું.

(૨) કાંઇ જમીન ખોદી હોય કે મીલકત તોડી હોય તો તે પોતાને ખરચે પુરાવીને દુરસત કરવી.

(૩) ને એવું કામ કરવાથી કોઇ પણ શખ્સને નુકસાન થયું હોય તો તેને બદલો ભરી આપવો.

જે ધણીની મીલકતમાંથી ઉપર જણાવયા પ્રમાણે ગટર પસાર કીધી હોય તે ધણી જો પાછળથી પોતાની જમીન પર કોઇ ઇમારત ઉભી કરવા ચાહે તો જે મીલકતના ફાયદા સારૂં તે ગટર બાંધી હોય તેના ધણી કે કબજેદારને લખેલી ચેતવણી આપી, તથા સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી, કમીશનર ફરજ પાડી શકે કે, તેને તે ગટર બંધ કરવી કે કહાડી નાખવી, કે બીજે રસતે લઇ જવી. અલબત એમ કરવા અગાઉ સટેનડીંગ કમીટીની ખાતરી થવી જોઇયે કે તે ઇમારત બાંધવા સારૂં કે સલામતીથી વાપરવા સારૂં પેલી ગટર કાઢવા, બંધ કરવા કે ફેરવવાની જરૂર છે.

## સો ફીટ સુધીમાં મયુનીસીપલ ગટર આવી હોય તો તે સાથે કોઇ પણ ઘરની ગટર જોડવાની ફરજ પાડી શકાય.

જો કમીશનર ધારે કે કોઇ અમુક ઘર આગળ જમા થતું પાણી કાઢી નાખવાની બરાબર ગોઠવણ નથી અને જો તે ઘરથી સો ફીટ સુધીમાં કોઇ મયુનીસીપલ ગટર, કે ગલીચી ખાલી કરવાની કાયદાસર ઠરાવેલી બીજી કોઇ જગયા આવી હોય તો તે ઘરના ધણી કે કબજેદારને કમીશનર ફરજ પાડી શકે કે તેણે તેઓ ફરમાવે તેવી એક ગટર બાંધવી, તથા બીજો સરવે ઘટતો બંદોબસત કરી પોતાને તયાંનું પાણી પેલી મયુનીસીપલ ગટર કે બીજી જગયાએ ખાલી કરાવવું.

અગર જો સો ફીટ સુધીમાં મયુનીસીપલ ગટર કે બીજી કાંઇ સગવડ નહી હોય, તો પછી કમીશનર ફરજ પાડી શકે કે, એક ગટર બંધાવી, ઘરનું પાણી ઢાંકેલા ખાળ કુવામાં ખાલી કરાવવું, ને ગટર કે ખાળ કુવો કેવી રીતે બાંધવો તે પણ કમીશનર નકી કરે.

જો કોઇ ઘરને મયુનીસીપલ ગટર સાથે જોડતી ખાનગી ગટર તે ઘરનું પાણી લઇ જવા સારૂં પુરતી હોય, ને બીજી કોઇ રીતે પણ વાંધાભરી નહી હોય, પણ કમીશનરનાં મત પ્રમાણે તે શેહેરનાં ગટરકામની રચનાને અનુસરતી નહી હોય, તો સટેનડીંગ કમીટીની બહાલી મેળવી, કમીશનર તે બંધ કરી શકે, કે ભાંગી નાખી શકે, કે અટકાવી શકે; અથવા તો તે હુકમ કરે કે ઠરાવેલા દીવસ પછી તે ગટર ફક્ત નરકની ગલીચી ને મેલાં પાણી સારૂંજ વાપરવી, અથવા તો વરસાદના કે જમીનના ભીતરનાં સાફ પાણી સારૂંજ વાપરવી, ને બંને કારણ સારૂં નહી વાપરવી; ને જે કારણ સારૂં તે ગટર નહી વાપરવાનો હુકમ થયો હોય તે કારણ સારૂં એક તદન જુદીજ ગટર બંધાવવી. પણ એવી કોઇ ગટર કમીશનર જો ઉપર લખવા પ્રમાણે બંધ કરે કે અટકાવે કે ભાંગી નાખે તો તેમ કરવા અગાઉ તેની ફરજ છે જે બીજી તેટલાંજ કામમાં આવે તેવી ગટર મયુનીસીપાલીટીને ખરચે કરી આપવી.

## ગટર બાંધવા વગર નવું ઘર બાંધી શકાય નહી.

કોઇ નવું ઘર બાંધવા અગાઉ, કે જુનું ઘર નવેસરથી પાછું બાંધવા અગાઉ, કે નવાં બાંધેલાં કે નવેસરથી પાછા બાંધેલાં ઘરમાં વસવાટ કરવા અગાઉ, તે ઘરમાં જમા થતાં પાણીનો બરાબર રીતે નીકાલ કરવા સારૂં કમીશનરને યોગય લાગે તેટલા કદની તથા તેવી જાતની ગટરો બાંધવી જોઇયે,તથા તે ગટરો મારફત જે પાણી કાઢી નાખવું હોય તેને એકઠું કરવા તથા પસાર કરવા તથા ગટર તથા સરવે નળ વગેરે પાણી મારી સાફ કરવા જે કાંઇ જરૂરજોગી ગોઠવણો હોય તે સરવે કરવી જોઇયે. અગર જો એમ ન કરયું હોય તો તે ઘર

બાંધવાનું કે તેમાં રહેવાનું કામ કાય
દાસર થયું છે એમ ન ગણાય.

## એક ધણીની ગટર બીજા ધણીને વાપરવાનો હક.

મયુનીસીપલ ગટર સાથે જોડાયલી કો
ઇ પણ ગટરના ધણીએ, નીચે લખવા
પ્રમાણે કમીશનર જે સરતો નકી કરે
તે સરતો પ્રમાણે કોઇ પણ બીજા ધ
ણીની પોતાની ગટર વાપરવા દેવી પડે,
અથવા તે ગટરની માલેકીમાં તે બીજા
ધણીને ભાગ આપવો પડે, એવું કાયદા
માં ઠરાવયું છે :—

> જો કોઇ ધણી બીજા કોઇ ધ
> ણીને ગટર મારફતે પોતાનાં ઘર
> નું પાણી મયુનીસીપલ ગટરમાં
> ખાલી કરવાની ગોઠવણ કરવા માં
> ગતો હોય, તો કાં તો તેણે પેલી
> ગટરના ધણી સાથે ખાનગી બંદો
> બસત કરી તે હક મેળવવો, અ
> થવા તો કમીશનરને અરજી કરી
> તે ગટર વાપરવાની અથવા તેની
> માલેકીમાં ભાગ મેળવવાની સ
> તા મેળવવી.
>
> એવી અરજી મળે એટલે કમી
> શનર ગટરના ધણીને કાંઇ વર
> વાંધો હોય તો તે જણાવવાની ત
> ક આપે જો કાંઇ વાંધો લેવામાં
> ન આવે અથવા વાંધો લીધો હો
> ય તે કમીશનરના ધયાનમાં વાજ
> બી કે પુરતો ન લાગે, તો પછી,
> સટેનડીંગ કમીટીની પસંદગી મે
> ળવી, તે એક લખેલો હુકમ આ
> પે ને તેમાં પેલા અરજી કરનાર
> ધણીને કાં તો તે ગટર વાપરવાની
> સતા આપે, અથવા તે ગટરનો
> તેને એકત્ર ધણી જાહેર કરે, એ
> ટલે કે તે ગટરની માલેકી બેઉ ધ
> ણીની થાય. પણ એમ કરતાં પહે
> લાં પેલા નવા ધણીએ તે ગટર
> સાથે પોતાની ગટરનું જોડાણ કે
> મ કરવું, તથા તે સામટી માલે
> કીની ગટરને સારી હાલતમાં રા
> ખવાના તથા દુરસત કરવાના,
> સાફ કરવાના, ખાલી કરવા
> ના વગેરે બાબદના જોખમ બંને
> ધણીએ કેમ વહેંચી લેવા તે વી
> શે પોતાને વાજબી જણાય તેવી
> સરતો કમીશનર નકી કરે, જેથી
> બેઉ ધણીઓ બંધાયલા રહે.
>
> જે ધણીને ઉપર લખવા મુજ
> બ કમીશનરની સહી સાથનો હુ
> કમ મળયો હોય તેને તે હુકમથી
> પુરતી સતા મળે, કે પેલી ગટરના
> અસલ ધણીને હુકમમાં લખવા
> મુજબનો બદલો પગાર કરયા પ
> છી અને તે હુકમની બધી સરતો
> પ્રમાણે ચાલીને અને પોતાના ઇ
> રાદા વીશે તેને આગમજથી વા
> જબી ચેતવણી આપીને, તે પોતે
> અથવા પોતાનો કોઇ માણસ કે
> આડતયો તેની જમીનપર સુરય
> ઉગવા પછીના અને અસત પામ
> વા અગાઉના કોઇ પણ વખતે
> દાખલ થઇ શકે, અને કામ કર
> નારા માણસો લઇ જઇ જોઇતું
> કામ કરી પોતાની ગટરનું જોડા
> ણ કરી લે, અથવા તેને લગતું
> બીજું જે જરૂરજોગું કામ હો
> ય તે કરી લે, પણ તે સરવે કા
> મ એવી રીતે કરવું કે સામા ધ
> ણીને જેમ બને તેમ ઓછી અ
> ગવડ કે નુકસાની થાય, ને જેમ
> બને તેમ ઝડપથી તે કામ આટો
> પવું, ને જે કાંઇ ખોદકામ કે
> ભાંગફોડ કરવું પડયું હોય તે પો
> તાને ખરચે દુરસત કરી આપવું
> તથા કોઇ પણ ધણીને કાંઇ નુક
> સાની થઇ હોય તે ભરી આપવી.

## બે જાતની ગટર બંધાવવાની કમીશનરને સતા.

જયાં જયાં ઘરને ગટર મુકાવવાની
કમીશનરને સતા આપી છે તયાં તયાં
કમીશનરને વાજબી લાગે તો તે બે
જાતની ગટર મુકવાની ફરજ પાડી શકે,

એટલે કે એક ગટર નરક તથા બીજી ગલીચીનાં પાણી સારૂં, (તે ચોકસ મયુનીસીપલ ગટર સાથે જોડવાની,) અને બીજી ગટર વરસાદ કે જમીનની ભીતરના પાણી સારૂં, (જે બીજીજ મયુનીસીપલ ગટર સાથે જોડવાની.)

### ઘરની નીચેથી ગટર કાઢવી નહી.

કોઇપણ ગટર એવી રીતે બંધાય નહી કે કોઇ ઘરના કોઇ ભાગની નીચેથી તે જાય. જો એમ કદાપી બાંધવી પડે તો કમીશનરની લેખીત પરવાનગી મેળવવી પડે અને સટેનડીંગ કમીટીએ જે સરતો એ બાબદસર ઠરાવી હોય તે સરતો પ્રમાણેજ કામ કરવું પડે.

### ખાળકુવા કયાં બાંધવા?

માણસોનાં રહેઠાણ દાખલ વપરાતાં, કે દુકાન, આફીસ, કારખાના વગેરે દાખલ વપરાતાં કોઇપણ ઘરના કોઇપણ ભાગ નીચે ખાળકુવો ન બંધાય. પાણીનો ઝરો, કુવો, કે તળાવ હોય તો તેથી વીસ ફીટથી ઓછા અંતરે ખાળકુવો ન બંધાય. વળી પીવાના કે ઘરના વપરાસના કે કાંઇ પીવાનો પદારથ બનાવવાના કારખાનાના વપરાસના પાણીનો નળ, ટાંકી કે બીજું બાંધકામ હોય ને તેથી વીસ ફીટ કરતાં ઓછે અંતરે ખાળકુવો બાંધવો પડે તો કમીશનર લખેલી પરવાનગી આપે તોજ બંધાય.

### ગટર તથા ખાળકુવાને ઢાંકણ વગેરે કરાવવા વીશે.

દરેક ગટર ને ખાળકુવો, પછી તે મયુનીસીપાલીટીનો હોય કે કોઇ બીજા ધણીનો, તેને બરાબર ઢાંકણ કે દરવાજો કરવો જોઇએ અને તેમાંથી હવા પસાર થવાની ગોઠવણ રાખવી જોઇએ.

કોઇ પણ ખાનગી ગટર કે ખાળકુવાના ધણીને, લખેલી ચેતવણી આપી, કમીશનર ફરજ પાડી શકે કે, તેની ગટર કે ખાળકુવાને ઢાંકણ ને દરવાજો ને હવા જવાની ગોઠવણ કરવી, તે એવી રીતે કે, તે ગટર કે ખાળકુવો જો, મયુનીસીપાલીટીનો હોત, તો મયુનીસીપાલીટી જેમ કરત તેમ.

કોઇ મયુનીસીપલ કે ખાનગી ગટરને હવા જવાનો મારગ કરવા સારૂ નળ કે ચીમની ચઢાવવી પડે તો કોઇ પણ મીલકતપર, કે કોઇ પણ ઘરની બહારની બાજુને કે કોઇ પણ ઝાડને વળગાવીને, કમીશનર પોતે દુરસત ધારે તેમ, ચઢાવી શકે; પણ એવી સરતે કે–

વીસ ફીટના અંતર સુધીમાં આવેલી કોઇ પણ બારી કે આકાશબારી (sky-light)થી તે નળ કે ચીમની ઓછામાં ઓછી દશ ફીટ વધારે ઉંચી ચઢાવવી જોઇયે; અથવા,

જો છાપરાનાં છજાંઓને ટેકવતી કોઇ ભીંતને તે નળ કે ચીમની વળગાવી હોય તો તે છજાંથી ઓછામાં ઓછી પાંચ ફીટ વધારે ઉંચી ચઢાવવી જોઇયે, તથા

એવી રીતે ચઢાવવી જોઇયે કે આસપાસ વસતાં લોકને જેટલી બને તેટલી ઓછી અગવડ ને નુકસાની કરે; અને

જો કોઇ પણ વખતે તે મીલકત, કે ઘર, કે ઝાડનો ધણી પોતાની મીલકતમાં કોઇ એવો ફેરફાર કરવા ચાહે કે પેલો નળ કે ચીમની કાઢયા વગર તે કરી શકે નહીં, અથવા રહેવા દઇને કરે તો તેને ગેરવાજબી અગવડ ખમવી પડે, તો કમીશનરની ફરજ કે, તે નળ કે ચીમની તયાંથી કાઢી બીજે કોઇ ઠેકાણે લઇ જાય.

જો એ પ્રમાણે કમીશનર તે નળ કે ચીમની કહાડે નહી તો સામો ધણી સમોલકોઝ કોરટના વડા નયાયાધીશ આગળ ફરીઆદ જાય, અને તેઓ જો ઘટતી પરપુછ કરયા પછી વાજબી ધારે, તો કમીશનરને હુકમ કરે કે મજકુર નળ કે ચીમની તેણે કહાડી નાખવી, ને એવા હુકમને તાબે થવાની કમીશનરને માથે ફરજ છે.

## ગલીચીનો નીકાળ કરવા વીશે.

કમીશનરને સતા છે કે સઘળી અથવા કોઇપણ મયુનીસીપલ ગટરો દરીયામાં કે બીજી કોઇ જગયામાં, શહેરની અંદર કે શહેરની બહાર, ખાલી કરી શકે, અને તે ગટરની ગલીચીનો શહેરની અંદર કે શહેર બહાર જેમ તેને અનુકુળ માલમ પડે તેવી રીતે તથા તેવી જગયામાં નીકાળ કરી શકે પણ તે એવી સરતે કે,

જો અગાઉ એવાં કારણોસર નહી વપરાઇ હોય એવી જગયાએ તે ગટર ખાલી કરવા કે ગલીચીનો નીકાળ કરવા માગે તો પહેલાં કોરપોરેશનની બહાલી લેવી જોઇયે; અને

જેમ બને તેમ ઓછી ગંદકી થાય તેમ કામ કરવું જોઇયે; અને

જો સરકાર કહે કે કોઇ ચોકસ જગયાએ કે ચોકસ રીતે તેણે ગટર ખાલી નહી કરવી કે ગલીચીનો નીકાળ નકી કરવો તો પછી તેને અટકવું પડે.

ગટરની ગલીચી એકઠી કરવા, કે ભરી રાખવા, કે વહેંચી નાખવા, કે તેની દુરગંધી કાઢી નાખવા, કે બીજી રીતે તેનો નીકાળ કરવા કોરપોરેશનની સતા મેળવી, કમીશનર, શેહેરમાં કે શેહેર બહાર, કાંઇ પણ બાંધકામ કરી શકે કે કાંઇ પણ જમીન, ઘર, સંચાકામ, સરસામાન, કે ઓજારો ભાડે કે વેચાતાં લઇ શકે. વળી, એમજ કોરપોરેશનની સતા મેળવી, ગટરની ગલીચી લઇ જવા કે તેનો નીકાળ કરવા સારૂ તે કોઇ પણ ધણી સાથે બંદોબસત કરી શકે. એવો બંદોબસત વધારેમાં વધારે વીસ વરસ સુધીનો એક વખતે થઇ શકે તેથી વધારે નહી.

વળી અહીં પણ કાયદામાં ફરમાવયું છે જે ઉપર લખેલી કોઇ પણ સતા પ્રમાણે કામ કરતાં કમીશનરે સંભાળ રાખવી કે જેટલી બને તેટલી ઓછી ગંદકી માલમ પડે.

## જાજરૂ, મુતરડી વગેરે બાંધવાની ફરજ.

બે જાતના જાજરૂ વીશે મયુનીસીપલ આકટમાં ગોઠવણ છે. એક પોતાની મેળે પાણીના મારાથી સાફ થતાં અને બીજાં ભંગીઓને હાથે સાફ થતાં. એકને "વોટર કલોઝેટ" (Water closet) કહે છે, તથા બીજાંને "પ્રીવી" (Privy) કહે છે.

પુરતા જાજરૂ તથા મુતરડી વગર કોઇ પણ નવું ઘર બાંધયું હોય કે, જુનું ઘર ફરી બાંધયું હોય, તો તે કાયદાસર ન ગણાય.

જો કમીશનરને માલમ પડે કે, કોઇ ઘરમાં જાજરૂ કે મુતરડી નથી, કે હોય તો પુરતાં નથી, કે જેવાં જોઇયે તેવાં નથી, તો લખેલી ચેતવણી આપી તે ઘરના ધણીને ફરજ પાડે કે, તેના મતપુરવક જોઇતી સગવડો તેણે બંધાવવી. એકથી વધારે મીલકતમાં વસનારાં લોકો જો એકજ જાજરૂ કે મુતરડી વાપરતાં હોય કે વાપરવા ધારતાં હોય, ને કમીશનરનું મત એવું હોય કે, તે એકજ જાજરૂ કે મુતરડી તેમને વાસતે પુરતી છે, તો પછી તે દરેક મીલકત સારૂ જુદી સગવડ બંધાવવાની તે માગણી ન કરી શકે.

## કારખાનાઓ વગેરે સારૂં જાજરૂં.

કમીશનરને માલમ પડે કે, કોઇ મીલકત મારકીટ દાખલ, કે રેલવે સટેશન દાખલ, કે ગોદી, કે ડકા દાખલ, કે બીજી જાહેર લોકના આવજાવની જગયા દાખલ વપરાય છે, કે વપરાવાની છે, તો તે ઠેકાણે ઓરતો અને મરદોને વાસતે જુદી જુદી પુરતી મુતરડી અને જાજરૂ બાંધવાની ફરજ પાડી શકે. તેમજ કોઇ કારખાનું કે બીજી જગયા હોય કે જયાં વીસથી વધારે ધંધાદારી કે કારીગર કે મજુર કામે જતા હોય તો તયાં પણ કમીશનર તેવી ફરજ પાડી શકે.

## " પ્રીવી " કેમ બાંધવી ?

જો કોઇ મીલકતપર " પ્રીવી " હોય તો તેના ધણી કે કબજેદારે નીચે પ્રમાણે ગોઠવણ રાખવી જોઇએ:—

(૧) તે " પ્રીવી " અને માણસના રહેવાની કે બીજા વસવાટની જે જગયા હોય, તે બેની વચે ઓછામાં ઓછી ત્રણ ફીટ પહોળી આસમાન દેખાય તેવી ખુલ્લી જગયા રાખવી,

(૨) તે "પ્રીવી"ને છાપરૂં તથા ભીંત કે વાડ બાંધી, પડોશમાં રહેતા કે રસતેથી આવજાવ કરતાં લોકોની નજરથી ઢાંકી નાખવી, અને

(૩) તેને જાહેર રસતાપર કાંઇ બારણું કે બારી આવયું હોય તો તે ચણી લેવું અને રાખવું નહી, સીવાય કે કાંઇ અસલનું બારણુ કે બારી હોયને કમીશનર રજા આપે તો રખાય.

પણ મયુનીસીપલ કાયદો અમલમાં આવયો તે અગાઉ બંધાયલી કોઇ "પ્રીવી" હોય તો તેને ત્રણ ફીટ જેટલી ખુલ્લી જગયા રાખવાની ફરજ કયારે પાડી શકાય કે જયારે એવી ખુલ્લી જગા મુકીને નવી "પ્રીવી" બાંધી શકાય તેટલી જગયા હોય તયારે, અથવા અસલ "પ્રીવી" ભાંગયાથી તેવી જગયા થતી હોય તયારે. એ કારણસર ઘરનો કોઇ બીજો ભાગ ભાંગવાની ફરજ નહી પાડી શકાય.

## " વોટર કલોઝેટ" કેમ બાંધવી ?

જો કોઇ મીલકતપર ' વોટર કલોઝેટ" હોય તો તેના ધણી કે કબજેદારે નીચે લખવા પ્રમાણે બંદોબસત રાખવો જોઇયે:–

(૧) તે "વોટર કલોઝેટ"ને ઘરનો જે ભાગ માણસને રહેવા, કે કામ કરવા સારૂ વપરાતો હોય કે વાપરવા ધારયો હોય તેનાથી, કમીશનર જે રીત પુરતી ધારે તે રીતે છુટી પાડવી,

(૨) તે "વોટર કલોઝેટ" એવી રીતે બાંધવી કે તેની ઓછામાં ઓછી એક દીવાલ તે ઘરની બહારની દીવાલ હોવી જોઇયે, અને તેની બેઠક પણ બહારની દીવાલ સામે જોઇયે ;

(૩) તેમાં ચાલુ હવાની આવજા રેહેવા સારૂ, કમીશનર પુરતું ધારે તે પ્રમાણે, બહારની હવા પર ઉઘડે તેમ, બારી કે બગારૂં મુકવું, અથવા હવા જવાનો નળ કે ચીમની કાઢવી કે બીજી અનુકુલ ગોઠવણ કરવી.

(૪) તે પર પાણીની ટાંકી તથા પાણી મારવાનાં ઓજાર અને બીજો સરવે જરૂરજોગો સરંજામ, કમીશનર કહે તેવી જાતનો પુરો પાડવો.

## જાહેર હાજતખાનાં બંધાવવાની ફરજ.

પ્રજાનાં લોકની સગવડ સારૂ પાયખાનાં, મુતરડીઓ વગેરે બંધાવવા તથા જારી રાખવાની કમીશનરની ફરજ છે. એવાં હાજતખાનાં સગવડભરેલાં ઠેકાણાંઓપર કોરપોરેશનની પોતાની જમીનપર બાંધી શકાય.

## ગટરકામની તપાસ કરવાની કમીશનરની સતા.

તમારાં ઘરની ગટર, ખાળકુવા, ગલી, પાયખાનાં, મુતરડી, નળ વગેરે તપાસવા સારૂ તમારાં ઘરમાં દાખલ થવાની કમીશનરે સતા આપેલી છે.

એવી તપાસ કરવા સારૂ જો તમારી જમીન ખોદવી પડે કે તમારી ગટર કે બીજું બાંધકામ કે તમારાં ઘરનો કોઇ ભાગ ભાંગવો પડે તો તે પણ કમીશનર કરી શકે. એવી કંઇ ભાગફોડ ઘરની બહાર કરવી હોય તો તે પોતાનીજ સતાથી કરે ; પણ જો ખુદ ઘરનો કાંઇ ભાગ ભાંગવો પડે તો સટેનડીંગ કમીટીની બહાલી તેને પહેલાં લેવી પડે.

જો તપાસ કરતાં કમીશનરને એવું માલમ પડે જે તપાસેલી ગટર, ગલી, સંડાસ, ખાળ કુવો, મુતરડી કે જે કાંઇ તપાસવાની જરૂર પડી હોય

તે બરાબર હાલતમાં છે અને તે બાંધવામાં તથા ચલાવવામાં કાંઇ પણ કાયદાનો ભંગ થયો નથી, તો જે કાંઇ ગટર કે બીજું બાંધકામ, કે ઘરનો ભાગ ભાંગવામાં આવયો હોય, કે જમીન ખોદવામાં આવી હોય, તે સઘળું કમીશનર મયુનીસીપાલીટીને ખરચે દુરસત કરી આપે. પણ તેથી ઉલટું જો કમીશનરને માલમ પડે તો તપાસ કરવાનો ખરચ ઘરનો ધણી આપે એટલુંજ નહી, પણ જે કાંઇ ભાંગફોડ કીધી હોય તે સરવે તે પોતાને ખરચે દુરસત કરાવે. વળી કમીશનર લખેલી નોટીસ આપી તેને ફરજ પાડી શકે કે પેલી ગટર વીગેરેમાં જે કાંઇ ખામી તપાસ કરતાં માલમ પડી હોય તે દુરસત કરાવે. એ ઉપરાંત કમીશનરને એટલે સુધી સતા આપેલી છે કે કાયદા વીરૂધ બાંધેલી કોઇ ગટર તે તાબડતોબ બંધ કરાવી નાખે કે ભાંગી નાખે, ને એમ કરતાં તેને જે કાંઇ ખરચ બેસે તે પેલા ઘરધણી પાસેથી લઇ શકે.

## ગટરકામને લગતા કેટલાક સાધારણ કાનુનો.

તમારાં ઘરની ગટર, પાયખાનાં, મુતરડી ખાલ કુવા વગેરેનું સરવે કામ કાયદામાં ફરમાવયા પ્રમાણે, તથા કમીશનરે કાંઇ ચેતવણીઓ આપી હોય કે હુકમ કાઢયા હોય તે પ્રમાણે, અથવા તો કમીશનરની લખેલી પરવાનગી પ્રમાણેજ કરી શકાય; પછી એવું કાંઇ કામ નવું કરવું હોય, કે જુના કામમાં કાંઇ ફેરફાર કરવો હોય, કે કાંઇ બાંધેલું કે ગોઠવેલું કામ ભાંગી નાખવું હોય, કે કાઢી નાખવું હોય, કે બંધ કરવું હોય તોપણ.

જો કમીશનરે હુકમ કરયો હોય કે એવું કોઇ કામ બંધ કરવું, કે ભાંગી નાખવું, કે ચણી લેવું, તો તેને ઉઘાડવા, ખુલ્લું કરવા, કે પાછું બાંધવા અગાઉ કમીશનરની લખેલી રજા મેળવવી જોઇયે.

કમીશનરની લખેલી રજા વગર કોઇ પણ ગટર, ખાળ કુવો, સંડાસ, મુતરડી કે ગલીપર કાંઇ પણ પગપેસારો કરી ન શકાય કે તેને કાંઇ પણ હરકત કે ઇજા ન કરાય.

કોઇ પણ ગટરમાં ઇંટ કે પથર કે માટી કે રાખ કે બીજી એવી કાંઇ પણ ચીજ કે જેથી ગટર અટકવાનો સંભવ રહે તે નખાય કે મેલાય કે પસાર કરાય નહી.

અગરજો કોઇ ગટર એક ચોકસ કારણ સારૂ ધારેલી હોય તો તેમાં કોઇ એવી વસતુ કે પ્રવાહી નાખી ન શકાય કે જેને વાસતે તે ધારેલી નહોય. દાખલા તરીકે, વરસાદના પાણી સારૂ ગટર રાખેલી હોય તો તેમાં સંડાસની ગલીચી નહી લઇ જવાય.

કોઇ કારખાનામાંથી કે દારૂના ફંડમાંથી, કે ભઠીયારખાનામાંથી, કે કોઇ પણ જગયાએ વરાળના કે બીજા સચા વપરાતા હોય તયાંથી નીકળતું ગરમ પાણી કે વરાળ કે બાફ કે બીજો કાંઇ પ્રવાહી, જેથી ગટર બગડે કે કાંઇ ગંદકી પેદા થાય કે ગટર માંહેલી વસતુ ખાતર દાખલ કે બીજાં કારણસર વેચવામાં હરકત થાય, તે ગટરમાં દાખલ કરી શકાય નહી.

જો કાંઇ ચોકસ ગટરકામ કરવાની તમારા ઉપર કમીશનર તરફથી માંગણી થઇ હોય ને તમો ચાહો કે તે કામ કમીશનર પોતેજ કરાવી આપે ને જોઇતો સરસામાન પણ તેજ પુરો પાડે તો તમે લખીને અરજી કરો તો કમીશનર તમોને તે કામ કરી આપે ને સરસામાન પુરો પાડે ને તેની કીમત તથા ખરચ તમારી પાસેથી લે.

સરવે ગટરકામ પરવાનો ધરાવતા નળવાળા (Licensed Plumber)ની મારફતેજ થવું જોઇયે.

કેટલીક બાબદમાં કમીશનરને સતા છે કે, જે કામ કરવું હોય તે ઘરધણી

પાસે કરાવવાને બદલે તે પોતે મયુની સીપાલીટીનાં કે બીજાં માણુસો લગાડી કરાવી લે ને તેનો ખરચ ઘરધણી પા સેથી લે.

## પાણી પુરૂં પાડવાની ગોઠવણો—તે સારૂં કોરપોરેશનની સતા.

શેહેરને જાહેર તથા ખાનગી વપરાસ ને લાયકનું તથા પુરતું પાણી આપવા સારૂં કોરપોરેશનને ત્રણ જાતની સતા આપવામાં આવી છે :—

એક એકે, શેહેરની અંદર કે શેહેર ની બહાર પાણીનાં બાંધકામ બંધાવવાં ને નીભાવવાં, અને તેમને લગતું બી જું જે કાંઇ ઘટતું કરવું હોય તે કર વું. એ સતાની રૂએ કોરપોરેશને તુળસી, પવાઇ તથા તાનસાનાં તળા વો બંધાવયા છે, તથા એ તળાવોને લગતાં બીજાં તરેહવાર બાંધકામો કીધાં છે.

બીજું એ કે, શેહેરની અંદર કે શે હેરની બહાર કાંઇ પાણીનાં બાંધકામ હોય, કે પાણી હોય, કે પાણી જમા કરવાનો ને લેવા લઇ જવાનો હક હોય, તે વેચાતો લેવો કે ભાડે રાખવો. એ સતાની રૂએ કોરપોરેશને સરકાર પાસે થી વીહારનું તળાવ વેચાતું લીધું છે ને તેની કીમતના વખતે વખત હફ તા ભરે છે.

ત્રીજી એ કે, કોઇ પણ ધણી સાથે શેહેરને પાણી પુરૂં પાડવાનો બંદોબસ ત કરવો. એ સતા પ્રમાણે કામ લેવા ની કોરપોરેશનને જરૂર પડી નથી. વી લાતમાં ને બીજે ઠેકાણે ખાનગી કંપ નીઓ શેહેરને પાણી પુરૂં પાડવાનું માથે લે છે, ને જોઇતાં બાંધકામ પોતે બંધાવે છે ને લોક પાસે દામ લઇ પાણી વેચે છે.

આ મુંબઇ શેહેરમાં પાણીનો સરવે બંદોબસત કોરપોરેશને પોતાનાજ હાથ માં રાખ્યો છે, જેથી સસતી કીમતે મ નમાનતું પાણી વાપરવાનો લાભ શેહે રીઓને મળે છે.

સઘળાં પાણીનાં બાંધકામનો વહીવટ કમીશનરને સોંપયો છે. કમીશનરે તેમ ને સારી હાલતમાં રાખવા ને તેમની મ રાબત કરાવવા અને તેમને સુધારવા સા રૂ જે કાંઇ ફેરફાર કે વધારો કરવા પ ડે તે કરાવવા.

## સરકારની દેખરેખ.

સરકાર નેમે તે શખસને દરેક વાજ બી વખતે કોઇ પણ મયુનીસીપલ પા ણીનાં બાંધકામપર દાખલ થઇ તપાસ કરવાની સતા છે. એ રીતે જો જરૂર પ ડે તો પાણીનાં બાંધકામોપર સરકાર પ ણ દેખરેખ રાખી શકે.

## ખાનગી જમીનપર દાખલ થવાનો હક.

કોઇપણ મયુનીસીપલ પાણીના બાં ધકામની તપાસ કરવા, કે મરામત કર વા, કે તે પર કાંઇ બીજું કામ કરવા કમીશનરને તેમજ સરકારે ઉપર લખ વા પ્રમાણે નેમેલા શખસને હક છે કે, કોઇપણ વાજબી વખતે શહેરની અંદર કે શહેરની બહાર આવેલી પેલાં પાણીનાં બાંધકામની પડોશની કોઇપણ જગયામાં દાખલ થાય ને તેમાંથી પસાર થાય ને જોઇતો સરસામાન, હથીયારને ઓ જારો તેમાંથી લઇ જાય. એમ કરતાં બને તેટલી ઓછી નુકસાની થાય તેમ કામ કરવું, ને જો કોઇ ધણીને કાંઇ નુ કસાન થયું તો તેનો બદલો ભરી આ પવો. કમીશનરને હાથે નુકસાન થયું હોય તો મયુનીસીપાલીટી બદલો આ પે, ને સરકારે નેમેલા શખસને હાથે થયું હોય તો સરકાર આપે.

## પાણીના નળો મુકવા સારૂં કમીશનરની સતા.

શેહેરની ગટરો બંધાવવા તથા દુર સત કરવા માટે જે જે સતા કમીશનર

ને આપી છે, તેમજ જે જે આંકોશો તેના ઉપર મુકયા છે, તે સરવે સતા તથા આંકોશો શેહેરમાં તેમજ શેહેર બહાર પાણીના નળ કે નેહેરો મુકવા, બંધાવવા, તથા દુરસત કરવાની બાબદમાં તેને લાગુ પાડેલા છે.

## આગને સારૂં પાણીનો બંદોબસ્ત.

શેહેરમાં આગ લાગે તે વખતે આગ બુજાવવા સારૂ પાણી પુરૂં પાડવા માટે સરવે ઘટતો બંદોબસત રાખવાની ફરજ કમીશનરને માથે નાખી છે. આગ સારૂ રસતાના નળોમાંથી પાણી કાઢવા ઠેકઠેકાણે નળનાં મુખડા (Hydrants) રાખવાં જોઇયે; તથા બીજાં જે ઓજારો તથા મદદ જોઇતી હોય તે સરવે તઇયાર જોઇયે. જયાં એવા નળના મુખડા રાખયા હોય તયાં પાસેના ઘર કે ભીંત ઉપર કે બીજી કોઇ રીતે કાંઇ પણ લખવું જોઇયે કે નીશાની કરવી જોઇયે, કે જેપરથી માલમ પડે કે એવું મુખડું કયાં આવયું છે. ને દરેક બુંબાખાનામાં એવાં મુખડાંની ચાવી રાખવી જોઇયે કે જયારે જરૂર પડે તયારે તરત પાણી મેળવી શકાય. ને બીજું જે કાંઇ ઘટતું હોય તે સરવે કમીશનરે કરી રાખવું જોઇયે.

## પાણી ખરાબ થાય તેવી રીતે ઈમારત બાંધવાની કે બીજું કામ કરવાની મનાઈઓ.

કોઇ પણ મયુનીસીપલ પાણીના બાંધકામને જે તળાવ કે સરોવરમાંથી પાણી મળતું હોય તેની મુળ ભુમી (Water shed) ની હદમાં, કોરપોરેશનની સતા મેળવયા વીના, અથવા વીહારના સરોવરની બાબદમાં સરકારની સતા મેળવયા વીના, કોઇ પણ કારણસર કાંઇ પણ ઇમારત બંધાય નહીં, અથવા કાંઇ ઇમારત બાંધેલી હોય તો તે વધારી ન શકાય, કે તેમાં ફેરફાર ન કરી શકાય, અથવા જે કારણસર અતયાર સુધી તે વપરાઇ હોય તેથી જુદાં કારણસર તે વાપરી ન શકાય; અથવા તેમાં હુનનર, કે ખેતીવાડી કે વેપારનું કે બીજું કાંઇ પણ કામ કરી ન શકાય, કે જેથી તે સરોવર કે તળાવને નુકસાન પુગે કે તેનાં પાણી બગડે. અલબત, પાણી પુરૂં પાડવાનાં સાધનોને લગતી કાંઇ ઇમારત બાંધવી હોય તો તે કમીશનરથી બાંધી શકાય.

મયુનીસીપાલીટીનો પાણીનો નળ મુકયો હોય તે પરથી કમીશનરની લેખીત પરવાનગી વીના કાંઇ પણ નવી ઇમારત, ભીંત, કે બીજું બાંધકામ, કે રસતો, કે રેલવેની સડક બાંધી શકાય નહીં. જો એવું કાંઇ બાંધયું હોય તો કમીશનર, સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી તે કઢાવી શકે, કે તેને વાજબી લાગે તેમ તેનો નીકાળ કરે, ને જે ખરચ થાય તે જે ધણીએ એવું કામ કરયું હોય તેની પાસેથી ભરી લે.

## જાહેર પ્રજાનાં લોકોને મુફત પાણી.

મયુનીસીપલ કાયદો અમલમાં આવયો તે વખતે શેહેરનાં લોકને મુફત પાણી આપવા સારૂ ફુવારા, તળાવ, ટાંકીઓ, કુવા વગેરે જે કાંઇ જાહેર બાંધકામો હઇયાત હતાં તે સરવે કોરપોરેશનને હસતક સોંપવામાં આવયાં છે, ને તેઓ ઉપર કમીશનરને સતા આપી છે.

કમીશનરને વાજબી લાગે તો તે બાંધકામો ચાલુ રાખે ને તેને પાણી પુરૂં પાડે. વળી કમીશનર ધારે કે એવાં કાંઇ વધુ બાંધકામની જરૂર છે તો કોરપોરેશનની પરવાનગી મેળવી તે બાંધી શકે, ને તેમાંથી લોકને વગર દામે પાણી આપવું કરે.

એવા કોઇ બાંધકામમાંથી કોઇ પણ માણસ મફત પાણી લઇ જઇ શકે, પણ ફકત પોતાના ખાનગી વપરાસ સારૂજ લઇ જવાય ને વેચવા સારૂ નહી. વળી જો પીપ કે ગાડું, કે પખાલ, કે મસક

ભરી પાણી ભરી લઇ જવું હોય તો કમીશનર લેખીત રજા આપે તોજ લઇ જવાય. ઠરામવે કંપનીવાળાઓ રસતો દુરસત કરવા તથા ઘોડાઓને પાવા એ રીતે પાણી લઇ જાય છે તથા પલેગની છાવણીના વપરાસ સારૂ પણ એવી પરવાનગી આપી છે. તે સીવાય બીજા કોઇ ધણીને એવી પરવાનગી મળી હોય એમ દેખાતું નથી.

ઉપલી જાતનાં બાંધકામ બંધ કરવાની જરૂર પડે તો કમીશનર બંધ કરી શકે, પણ જો જાથુકનું એકદમ બંધ કરવું હોય તો કોરપોરેશનની પસંદગી મેળવવી પડે.

જો કમીશનરે એવું કાંઇ બાંધકામ આપ્યું કે થોડે ભાગે, જાથુકનું બંધ કીધું હોય તો તેની જમીન ને તેને લગતો કાટ કે સામન જે હોય તે કોરપોરેશનની મીલકત દાખલ ગણાય અને તે પ્રમાણે તેનો નીકાલ થાય.

## ધરમના કુવા, તલાવ.

વાંચનાર પુછશે કે, પરોપકારી લોકોએ પોતાને ખરચે જાહેર વપરાસ સારૂ કુવા, તળાવ કે ફુવારા વગેરે બંધાવયાં હોય તે શું ગમે તયારે કોરપોરેશન પુરાવી નાખે તથા ભાંગી તોડી નાખે ને તેની જમીન તથા સામાન પોતે પચાવી જાય કે ? એનો જવાબ એ છે કે કોઇ એવું બાંધકામ નકામું જેવું થઇ પડયું હોય તો તે પુરાવવાની તથા ભાંગી ફોડી નાખવાની કોરપોરેશનને સતા છે ખરી, પણ કાયદામાં ફરમાવયું છે જે કોઇ ખાનગી શખસે પ્રજાનાં લોકને એવું બાંધકામ ભેટ આપયું હોય તો તેની જમીન તથા તેનો સરસામાન અથવા તેમની કીમત તેજ ધણીના નામનું કાંઇ બીજું પ્રજાને ઉપયોગી કામ હોય તો તે સારૂ વાપરવાં, અથવા એવું નહી હોય તો કોરપોરેશન અને પેલા શખસના વારસ વકીલો પસંદ કરે તેવાં બીજાં કાંઇ કામ સારૂ વાપરવાં, સીવાય કે જો કીમત ઘણીજ જુજ હોય, કે બીજું કાંઇ વાજબી કારણ હોય, ને કોરપોરેશન એ પ્રમાણે કરવું ઠીક ન ધારે તો. ઉપર પ્રમાણેનાં જાહેર વપરાસનાં પાણીનાં બાંધકામો પર તખતી મારી કોરપોરેશન જણાવે કે, તેમાંનું પાણી અમુક કારણસરજ વાપરવું તો તેજ કારણસર તે પાણી વપરાય અને બીજાં કારણસર નહી વપરાય.

## ખાનગી વપરાસ સારૂ અપાતું પાણી.

ઉપલા કારણસર પાણી મેળવવા રસતાના મોટા નળ સાથે કે બીજાં પાણીનાં બાંધકામ સાથે ઘરનો નળ, સાધારણ રીતે કયારે જોડાય કે જયારે ઘરનો ધણી અથવા જે શખસને માથે તે ઘરને લગતી જકાતો આપવાનું હોય તે લખીને અરજ કરે કે લખીને પોતાની મરજી જણાવે કે તેવું જોડાણ કરી આપવું.

પણ જો કમીશનરને એવું લાગે કે કોઇ મીલકતને સારૂં પાણી મળવાની જોગવાઇ નથી ને મયુનીસીપલ પાણીનાં બાંધકામ તેની નજદીકમાંજ છે જયાંથી તેને પાણી મળી શકે, તો તે ઘરના ધણીને અથવા તો તે ઘરને લગતી જકાત આપવાને જે ધણી જોખમદાર હોય તેને લખેલી ચેતવણી આપી ફરજ પાડે કે, ઘરમાં વસતાં કે કામ કરતાં લોકને પુરૂં પડે તેટલું પાણી તેણે મયુનીસીપાલીટી પાસેથી લેવું અને જોડાણના નળ મુકવા તથા જે કાંઇ બીજું જરૂરજોગું હોય તે કરી લેવું.

તમારા ઘરને પાણીનો નળ લેવો હોય તો તે તમારે પોતાને ખરચે લેવો પડે અને તેને લગતો સઘળો સરસામાન તથા સરવે કામ કમીશનર તપાસી જુએ અને તેની ખાતરીપુરવક હોય તોજ તે ચાલી શકે. નળ મુકવા કમીશનરની પરવાનગી જોઇયે, અને રસતાના નળ સાથે જોડાણ કરવાનું કામ કમીશનરે સતા

આપેલા કોઇ મયુનીસીપલ અમલદાર કે નોકરથીજ થાય, અને તેપણ કયારે કે જયારે કમીશનરે તે કારણુસર નેમેલો કોઇ અમલદાર સરટીફીકેટ આપે કે જોડાણના નળ વગેરે બરાબર મેલેલા છે તથા તેને લગતું બીજું સરવે કામ બરાબર કીધેલું છે.

## ઘરમાં ટાંકી મુકાવવાની કમીશનરને સતા.

કમીશનરને એક અગતયની સતા એ આપેલી છે જે, જયારે તેને જરૂરજોગું લાગે તયારે લખેલી ચેતવણી આપી કોઇ પણ મીલકત, જયાં મયુનીસીપલ પાણી ખાનગી વપરાસ સારૂ લીધું હોય, તયાં તે ફરજ પાડે કે ચોકસ નીમેલા વખતમાં, ચોકસ કદ, જાત, તથા બનાવટની પાણી ભરી રાખવાની ટાંકી, તે ફરમાવે તે જગયામાં મુકાવવી. એ સતા અગતયની છે, પણ અતયાર સુધી કમીશનરે તે ઝાઝી વાપરી હોય એમ દેખાતું નથી. ઘણા ઘરમાં એવી ફરીઆદ હોય છે કે જયારે જોઇયે તયારે પાણી મળી શકતું નથી. એવા ઘરોમાં કમીશનર જો ઘર ધણીને ફરજ પાડે કે પાણી ભરી રાખવાની ટાંકીઓ મુકવી તો નળ બંધ હોય તયારે તે ટાંકીનું પાણી વાપરવા મળી શકે ને ઘરના ભાડુતોને ઘણી સગવડ થાય. એવી ટાંકીઓ સામે એક વાંધો એ છે જે લોક તેને વખતો વખત સાફ કરી જો ચોખી ન રાખે તો તેમાંનું પાણી સવચ્છ ન મળી શકે ને તેવું પાણી વાપરવાથી રોગ પેદા થાય.

## કમીશનર કહે તેવાજ નળ મુકાય.

ઘરમાં નળ, કોક વગેરે કયા કદના, કઇ જાતના, કેવી બનાવટના ને કયે ઠેકાણે મુકવા, તે સરવે કમીશનર નકકી કરે, ને તેણે નકકી કરયું હોય તેમજ મુકાય ને તેથી જુદી રીતે ન મુકાય.

કોઇ પણ ઘરમાં પાણીનો નળ લીધેલો હોય તો તેના ધણી કે કબજેદારની ફરજ છે જે તેનાં ઘરના બધા નળ, કોક, ટાંકી વગેરે, તથા જો તેણે પોતાનું મીટર મુકાવયું હોય ને મયુનીસીપાલીટી પાસેથી ભાડે ન લીધું હોય, તો મીટર પણ સારી હાલતમાં રાખવું, કે પાણી ગળીને વયર્થ ન જાય.

## ભાડેના મયુનીસીપલ મીટર.

જે ઘરમાં પાણી મીટરથી માપીને અપાતું હોય તયાં કમીશનર કાં તો એક મીટર પુરૂં પાડે ને તેને માટે સટેનડીંગ કમીટી વખતોવખત ઠરાવે તેટલું ભાડું લે, અથવા તો ઘરવાળાને પોતાનું મીટર મુકવા દે, પણ તે એવાં કદ, ને જાત તથા બનાવટનું કે જે કમીશનર પસંદ કરે.

કમીશનરની ફરજ છે જે, પોતે ભાડે આપેલાં મીટરો અને પાણી માપવાનાં બીજાં હથીઆરો દર વખતે સારી હાલતમાં રાખે કે તેનાથી ખરેખરૂં વપરાય તેટલું જ પાણી મપાય; અને જો તેણે એમ ન કરયું હોય તો જેટલો વખત મીટર સારી હાલતમાં ન હોય તેટલા વખતનું ભાડું ઘરવાળાએ નહી આપવું.

## મીટરનો પુરાવો પેહેલો.

જયાં પાણી માપીને અપાતું હોય તયાં પાણી કેટલું ખપયું તે વીશે જો વાંધો ઉઠે તો મીટરના પુરાવાપર મુખ્ય ભરોસો રખાય, સીવાય કે જો તમે બીજા પુરાવા દેખાડી શકો કે મીટરે બરાબર માપ લીધું નથી.

## કમીશનરને તપાસ કરવાનો હક.

કોઇ પણ મીલકતપર મયુનીસીપલ પાણી લીધું હોય તો કમીશનરને હક છે જે નીચે લખેલી બાબદો સારૂં તે એ મીલકતની તપાસ લે:—

(૧) પાણી માપવાનું મીટર ખસેડવા, તપાસવા કે પાછું મુકવા.

(૨) જોડાણના નળો તથા તેને લગા

ડેલા કોક તથા બીજો સામાન તથા ટાંકીઓ વગેરે તપાસવા.

(૩) પાણી કોઇ રીતે બરબાદ થતું હોય કે વયરથ જતું હોય તો તે જોવા.

## ખામીઓ દુરસત કરવાની ઘર વાળાની ફરજ.

ખાનગી મીટરમાં કે જોડાણના નળ, કે કોક, કે ટાંકીમાં, કે તેને લગતા કાંઇ પણ સામાનમાં કાંઇ ખામી માલમ પડે તો કમીશનર લખેલી ચેતવણી આપી ઘરના ધણી કે કબજેદારને હુકમ કરે કે તે ખામી તેણે દુરસત કરવી.

## પાણી કાપી નાખવાની કે બંધ કરવાની સતા.

નીચે લખેલી બાબદો સારૂ કમીશનરને સતા છે કે, સટેનડીંગ કમીટીની બહાલી મેળવવા પછી, પાણીનો નળ કાપી નાખવો, કે રસતાનો કોક ફેરવી તેમાં પાણી અપાતું બંધ કરવું.—

(૧) જો પાણીના કરના કાંઇ પઇસા કે પાણીને લગતા કાંઇ પણ પઇસા મયુનીસીપાલીટીના લેણા હોય, ને તે સારૂ બીલ આવવા પછી પંદર દીવસમાં તે પગાર નહીં કરયા હોય તો.

(૨) જો ઉપર જણાવવા પ્રમાણે કમીશનરે ટાંકી મુકવાનો હુકમ કરયો હોય, ને ઘરનો ધણી કે કબજેદાર કમીશનરે ઠરાવેલા વખતની અંદર તે હુકમ પ્રમાણે કામ ન કરે તો.

(૩) જો પાણી બરબાદ થવાને લીધે કમીશનરે હુકમ કરયો હોય કે, નળ, કે કોક, કે ટાંકી વગેરે ચોકસ વખતમાં દુરસત કરવું ને તેમ ન કીધું હોય તો.

(૪) જો કમીશનરે લખેલી ચેતવણી આપી મના કરવા છતાં—

મયુનીસીપલ ફરમાનથી ઉલટી રીતે પાણીનો ઉપયોગ થતો હોય તો, કે

કોઇ ઘરને મીટરથી માપીને નહી પણ ભાડાંપર જકાત લઇ પાણી અપાતું હોય ને તેના નળમાંથી બીજાં કોઇ ઘરમાં રહેતાં લોક પાણી લઇ જાય કે જે ઘરપર પાણીની જકાત નહી લેવાતી હોય તો. (એટલે કે જો તમારા ઘરને મીટર નહીં હોય ને તમે ભાડાંપર પાણીની જકાત ભરતા હો, ને તમારા પડોશીને ઘેર મીટર હોય ને તે ભાડાંપર પાણીની જકાત નહી આપતો હોય, પણ મીટરથી મપાય તેટલાં પાણીના પઇસા ભરતો હોય, ને જો તમે તેને તમારા નળમાંથી પાણી ભરી જવા દો તો તમારો નળ કાપી નખાય.)

એ રીતે કોઇનો નળ કાપયો હોય, કે તેનું પાણી કોક ફેરવી બંધ કીધું હોય, તો તેમ કરવાનો ખરચ તે ધણીને માથે પડે. અલબત, જયારે વાંધો પતે ને પાણી પાછું આપવાનો હુકમ મળે તયારે પાણી પાછું મેળવવાનો ખરચ પણ તેને માથે પડે.

આ એક જોખમદાર ફરજ સટેનડીંગ કમીટીને માથે નાખેલી છે. વખતો વખત કમીશનર એક લાંબી ટીપ સટેનડીંગ કમીટી આગળ મુકે છે ને પાણી કાપી નાખવાની કે બંધ કરવાની પરવાનગી માગે છે. સટેનડીંગ કમીટી વીના કારણે કોઇનું પાણી બંધ થઇ ન જાય તેની બહુ સંભાળ લે છે. ખરે ખર તો ઘણા થોડાજ ઘરના એમ નળ કપાય છે કારણકે ઘરવાળા જેવું જાણે કે સટેનડીંગ કમીટીની પરવાનગી કમીશનરે મેળવી છે ને મયુનીસીપાલીટીના માણસો નળ કાપવા આવશે, એટલે જે વાંધો હોય તે તુરત પતાવી દે છે, ને પછી નળને હાથ લગાડવામાં આવતો નથી.

## ગલીચ જગયાએ પાણીનો નળ મુકાય નહીં.

ગટરની અંદર કે ગટરની ગલીમાં અથવા ખાળકુવાથી વીસ ફીટનાં અંતરમાં પાણીનો નળ મુકાય નહી. વળી

બીજી કોઇ જગયા જ્યાં નળને નુક સાન થાય કે તેમાનું પાણી ગલીચ્ થા ય તેવી જગયાએ પણ મુકાય નહી. એ વાં કામ સારૂં રૂ૧૦૦ સુધીનો દંડ ઠરાવયો છે.

## પાણીના કુવા વગેરે ખાળ કુવાથી કેટલા દુર રાખવા?

કુવો કે તળાવ બાંધવો હોય તો, તે થી વીસ ફીટના અંતરમાં કોઇ પણ ખાળ કુવો આવયો નહી હોય, તેમ બાંધવો. નળનું પાણી રાખવા ટાં કી બાંધવી હોય તો તે પણ ખાળ કુવાથી વીસ ફીટ દુર બાંધવી જોઇયે. પણ જો વીસ ફીટથી ઓછે તફાવતે બાંધવી પડે તો કમીશનરની રજા મળે તોજ બંધાય. જો ઉપલું ફરમાન તોડયું હોય તો રૂ૧૦૦ સુધીના દંડની સજા ફરમાવી છે.

## પાણીના વપરાસમાં ઠગાઈ.

કોઇએ પણ ઠગાઇથી પાણી વાપર વું નહી કે બીજાને આપવું નહી.

તમારા નળમાંથી કોઇ બહારના શ ખસને તમારાથી પાણી અપાય નહી, સીવાય કે તમો મીટરથી માપીને પાણી નું દામ ભરતા હો અથવા તે પારકો આસામી જે ઘરમાં રહેતો હોય તેના ભાડાંપર પાણીનો કર અપાતો હોય તોજ. તેમજ, જો તમારાં ઘરનાં ભાડાંપ ર પાણીની જગાત નહી લેવાતી હોય તો તમારાથી કોઇ બીજાં ઘરના નળમાં થી પાણી લેવાય નહી; સીવાય કે, તે બીજા ઘરને મીટરથી માપીને પાણી આ પતા હોય ને તે નળનો ધણી તમોને એમ પાણી લેવાની રજા આપે તો. મ તલબ એ કે, કોઇ પણ ધણીને તદન મુ ફત પાણી નહી મળવું જોઇયે; સીવાય કે, પ્રજાનાં લોકને મુફત પાણી આપવા સારૂં જે જાહેર બાંધકામો હોય તેમાંથી ઉપર લખ્યા પ્રમાણે. પાણીની ચોરી થ યલી સાબીત થાય તો રૂ૧૦૦ સુધી દં ડ ભરવો પડે.

## મીટર વાપરવામાં ઠગાઈ.

જો પાણી માપવા સારૂં મીટર મેલ્યું હોય તો તેનો કાંટો ઠગાઇથી ફેરવાય નહી, ને તે મીટર બાપે તેટલું પાણી માપે નહી તેમ તેને છેડાય નહી, ને તે મીટરથી પાણી મપાય તે અગાઉ કોઇ રીતે પાણી કાઢી લેવાય નહી. એવું કાંઇ કામ કરવાથી જે નુકસાની થાય તે ભરી આપવી પડે, ને વળી રૂ૧૦૦ સુધીનો દંડ ફરમાવેલો છે.

એવી રીતે મીટરનો કાંટો ફેરવવાનું, કે મીટરને છેડવાનું, કે તેમાંથી નહી માપેલું પાણી કાઢી લેવાનું કાંઇ પણ ઓજાર કોઇ ધણી પાસેથી મળી આવે તો તે એક પુરાવા દાખલ ગણાય કે તેણે મીટર સાથે એવી કાંઇ ઠગાઇ કીધી છે.

## બેદરકારીથી કે જાણીજોઇને પાણીનાં બાંધકામને નુકસાની કરવા વીષે.

નીચલાં કામ જાણીજોઇને કે બેદર કારીથી કીધાં હોય તો નુકસાની ભરી આપવી પડે, એટલુંજ નહી પણ રૂ૧૦૦ સુધીનો દંડ પણ થાયઃ—

(૧) કોરપોરેશનનાં કોઇપણ મીટરને કે તેને લગતા કાંઇ પણ સરસામાનને પોતે બગાડવો કે બીજાને બગાડવા દેવો;

(૨) મયુસીપલ પાણીનાં બાંધકામનું કોક, તાળું, વાલ્વ, નળ, એનજીન કે બીજું કાંઇ કામ ભાંગવું, બગાડવું કે ખોલવું;

(૩) પાણીનાં બાંધકામમાંથી પાણી છોડવું કે કાઢી નાંખવું, જેથી પાણી બરબાદ થાય;

(૪) કોઇ પણ પાણીનાં બાંધકામ માહેલું કે તેમાંથી મેળવેલું પાણી બર બાદ થાય એવું કાંઇ પણ કામ કરવું;

(૫) કોઇ પાણીનો નળ કે નેહેર હોય તેને કોઇ પણ રીતે ફેરવવાં, કે નુ કસાન કરવું, કે તેમાંથી પાણી વહેતું અટકાવવું.

## પરવાના ધરાવતા નળવાળા.

કાંઇ પણ પાણીના નળને લગતું કામ કરાવવું હોય તો મયુનીસીપાલીટીનો પરવાનો ધરાવતા નળવાળાની મારફતેજ કરાવવું જોઇયે. એમ જો નહી કર્યું હોય તો તમોને પાણી પુરૂં પાડવા મયુનીસીપાલીટી ના કહી શકે.

## શેહેર બહાર પાણી આપવાની સતા.

શેહેર બહાર પાણી આપવાની સતા કોરપોરેશનને આપેલી છે. તે કેવી સરતે આપવું, ને તેનું કેટલું દામ લેવું, તે કોરપોરેશન પોતે નકી કરે. એ રીતે મુંબઇની મયુનીસીપાલીટી, વાંદરા, સાનતાક્રૂઝ, અંદેરી, કુરલા વગેરે કસબાઓને પાણીની મદદ કરે છે. એવી મદદ જો એ કસબાઓને નહી મળતી હોય તો તેઓ ભારે આપદામાં આવી પડે, ને તયાં હાલ જે વસતી થઇ છે તે વીખરાઇ જાય. વળી, થાણા શેહેરમાં કોઇ વરસ ઓછા વરસાદને લીધે પાણીની તાણ પડે છે તયારે તયાંનાં લોક સારૂં પણ પાણીની મદદ માગવા મુંબઇની બાદશાહી મયુનીસીપાલીટી પાસે સતાવાળાઓને આવવું પડે છે. દરેક ઠેકાણે ઘણા વાજબી દરે પાણી પુરૂં પાડવામાં આવે છે.

## શેહેરના રસતાઓ—સઘળા જાહેર રસતાઓ કોરપોરેશનના.

શેહેરના સઘળા જાહેર રસતાઓ, ને તેની ફરસબંધી, તેના પથરા તથા બીજો સરવે સામાન તે કોરપોરેશનની મીલકત ગણાય ને તેપર કમીશનરનો કબજો રહે.

## જાહેર રસતાઓપર કમીશનરની હકુમત.

વખતો વખત જેમ જરૂર પડે તેમ કમીશનરે એવા સરવે રસતાઓ સપાટ કરાવવા, તેપર ખડી પુરાવવી, તેની ફરસંબંધી કરાવવી તેપરથી પાણી કાઢી નાખવાની ગટરો કરાવવી, તેમાં ઘટતો ફેરફાર કરાવવો તથા તેને દુરસત કરાવવા. વળી, વખતોવખત જેમ જરૂર પડે તેમ, કમીશનરે તે રસતાઓ પોહોળા કરાવવા, કે લંબાવવા, કે બીજી રીતે સુધારવા, કે તેપર પુરણી કરાવવી, કે તે ખોદી નીચા કરાવવા અને પગે ચાલનારાઓની સલામતી ખાતર વાડ કે થાંભલા મુકાવવા ને તેને દુરસત હાલતમાં રાખવા. એ રીતે કોઇ રસતો વધારે પોહોળો કે લાંબો કરવો હોય, કે તેમાં બીજો સુધારો કરવો હોય, અને તેનો એકંદર ખરચ ૩૫૦૦૦) થી વધારે થતો હોય તો પહેલાં તે બાબદ કોરપોરેશન આગળ કમીશનરે લાવવી જોઇયે અને કોરપોરેશન સતા આપે તો કમીશનર તે કામ કરી શકે, ને નહી આપે તો કામ તેનાથી થાય નહી.

કોરપોરેશનની સતા મેળવી કોઇપણ જાહેર રસતો, કે રસતાનો ચોકસ ભાગ કમીશનર જાયુકનો બંધ કરી શકે, પણ એમ રસતો બંધ કરવા અગાઉ લોકની સગવડને બરાબર ધયાનમાં લેવામાં આવે તે મતલબથી એવું ઠરાવયું છે જે કોઇ રસતો બંધ કરવાની કમીશનરને સતા આપવાની ઓછામાં ઓછી એક માસ અગાઉ કમીશનરની સહીની એક ચેતવણી તે રસતાપર મુકીને લોકોને ચેતાવવા કે તે રસતો બંધ કરવાનો છે; ને કોઇને તે વીશે કાંઇ વરવાંધો હોય તો તે કોરપોરેશને સાંભળવો ને તેપર વીચાર કરવો ને પછી વાજબી લાગે તો કમીશનરને સતા આપવી. એવો કાંઇ વરવાંધો કોઇને લેવો હોય તો કોરપોરેશનની સભા બેસે તે અગાઉ તે લખીને મોકલી આપવો જોઇયે.

## બંધ કીધેલા રસતાની જમીનની માલેકી.

ઉપર પ્રમાણે જો કોઇ રસતો કે રસતાનો કોઇ ભાગ જાયુકનો બંધ કી

થો હોય, તો તેની જમીન તે કોરપોરેશનની મીલકત થાય, ને તે પોતાની મીલકત હોય તેમ કોરપોરેશન તેનો ગમે તેમ નીકાલ કરે.

### નવા જાહેર રસ્તા બનાવવાની સતા.

કોરપોરેશન જો સતા આપે તો કમીશનર નવો રસતો પોતે બંધાવી શકે, અથવા કોઇ બીજા ધણી સાથે બંદોબસત કરી શકે કે તેની જમીનમાંથી એક જાહેર વપરાસ સારૂં રસતો બંધાવવો, પછી તે બધો તે ધણીને ખરચે કે થોડો તેને ખરચે ને થોડો કોરપોરેશનને ખરચે બંધાય, પણ તઇયાર થયા પછી તે જાહેર રસતો ગણાય.

### જાહેર રસ્તાપર રેલવે અથવા ત્રામવે.

જાહેર રસતાપર રેલવે અથવા ત્રામવે બાંધવાની પરવાનગી ફકત કોરપોરેશનજ આપી શકે, અને બીજા કોઇ પણ જાહેર સતાધારીથી અપાય નહીં. પણ એવી પરવાનગી કાયદાસર ક્યારે ગણાય કે જ્યારે સરકાર તેને મંજુરીયાત આપે તયારે. મુંબઇની ત્રામવે કંપની સારૂં તો સરકારે ૧૮૭૪ માં એક ખાસ કાયદો પસાર કરયો હતો એટલે તે ત્રામવેનો સઘળો વહીવટ તો તે કાયદા પ્રમાણેજ થાય ને તેની કાંઇ સડકો નાખવી હોય તો તે કાયદામાં ફરમાવયા પ્રમાણે પરવાનગી મળે.

### જાહેર રસ્તાની ઓછામાં ઓછી પોહોળાઇ.

ઉપર લખવા પ્રમાણે જો કોઇ નવો જાહેર રસતો બંધાવયો હોય, ને જો તે રસતો ગાડીઘોડા સારૂં હોય, તો તેની ઓછામાં ઓછી ૪૦ ફીટની પોહોળાઇ હોવી જોઇયે. જો રસતો ફકત રાહદારીઓ સારૂંજ હોય ને ગાડી ઘોડા સારૂં નહી હોય, તો તેની પોહોળાઇ ઓછામાં ઓછી વીસ ફીટની હોવી જોઇયે. એવા રસતાપર કોઇ પણ ઘરની સીડી બહાર કઢાય નહી, ને કાંઇ છજું, અગાસી, એટલો કે પાટીઉં બહાર કાઢવું હોય તો કમીશનર રજા આપે તોજ કઢાય.

### રસ્તા સુધારવા સારૂં મીલકત ખરીદવાની સતા.

કોઇ નવો રસતો બનાવવા, કે જુનો રસતો સુધારવા કે તેમાં ફેરફાર કરવા સારૂં કાંઇ મીલકત ખરીદવાની જરૂર પડે તો કમીશનર કાયદા પ્રમાણે કોરપોરેશનની કે સટેનડીંગ કમીટીની બહાલી મેળવી તે ખરીદી શકે. ફકત રસતા સારૂં જોઇતી હોય તેટલીજ મીલકત તે ખરીદે એમ નથી. પણ તે ઉપરાંત વધારે મીલકત ખરીદવાનું જો કોરપોરેશન સારૂં લાભકારક હોય તો વધારે પણ ખરીદે ને પછી તે પાછી વેચે, કે ભાડે આપે, કે તેનું ગમે તે કરે. દાખલા તરીકે એક જગયા એવી હોય કે જ્યાં બરાબર રસતાની સગવડ ન હોવાથી મીલકતના ભાવ ઓછા હોય, તેવી જગયાએ કોરપોરેશન પઇસો ખરચી એક કુશાદે રસતો બનાવે તો મીલકતના ભાવ તયાં વધી જાય. એવે ઠેકાણે રસતો બનાવતી વખતે રસતા સારૂં જોઇયે તે કરતાં જો વધારે મીલકત કોરપોરેશન ખરીદે, ને રસતો બંધાયા પછી વેચે, તો કોરપોરેશનને નફો થાય. એમ નહી કરે તો કોરપોરેશનને ખરચે મીલકતના ધણીને લાભ થાય.

એ રીતે પાછી લીધેલી જમીન વેચતી વખતે લેનાર ધણી સાથે, તેપર કેવી ઇમારત બાંધવી, કેટલા વખતમાં બાંધવી, વગેરે, કમીશનરને વાજબી લાગે તેવી સરતો તે કરી શકે.

### જાહેર રસ્તાઓ સારૂં એક સરખી હદ રાખવાની સતા.

આ ઘરવાળાઓને ઘણી અગતયની બાબદ છે, ને વારંવાર એ વીશે વાંધાઓ ઉઠે છે. સાંકડા રસતા ને મોહો

લા પોહોળા કરવાનું બની આવે એટલા સારૂં કમીશનરને એવી સતા આપેલી છે કે, તેણે કોઇપણ રસતા કે મોહોલા સારૂં તેની બેઉ બાજુની હદ નકી કરવી. એક વખત તેણે તે હદ નકી કીધી કે પછી કોઇથી પણ તે હદની અંદર કાંઇપણ બાંધકામ થઇ શકે નહી. એ રીતે ઠરાવેલી હદને "રસતાની એકસરખી લાઇન" (Regular Line of the Street) કહેવામાં આવે છે.

### ઘરોને પાછળ હઠાવવાની સતા.

જાહેર રસતાપર આવેલાં ઘરનો કોઇક ભાગ રસતાની એકસરખી લાઇનની અંદર આવયો હોય તો જયારે પણ તે ઘર નવેસરથી બાંધવાની વાત આવે, કે જમીનની સપાટીથી અરધો અરધ કરતાં વધારે તે ઘરનો ભાગ ઉતારી પાડવાની વાત આવે, અથવા તો જયારે પણ તે ઘરનો જે ભાગ રસતાની એકસરખી લાઇનની અંદર આવેલો હોય તે કાઢી નાખવાની કે પાછો બાંધવાની કે તેમાં કાંઇ વધારો કરવાની વાત આવે, તયારે જોઇતું કામ કરવાની રજા આપતાં કમીશનર ઘરધણીને ફરજ પાડી શકે કે તે ઘરને પાછળ હઠાવવું, એટલે કે રસતાની એકસરખી લાઇનની અંદર જે ભાગ આવયો હોય તે કહાડી નાખી જોઇતું કામ કરવું.

જો કોઇ ઘર કે રસતાની એકસરખી લાઇનની અંદર આવેલો તેનો કોઇ ભાગ પડી જાય, કે બળી જાય, કે કાયદાસર કામ ન કરવા સારૂં મયુનીસીપાલીટી તે તોડાવી નાખે, તો કમીશનરને હક છે કે જે ભાગ રસતાની એકસરખી લાઇનની અંદર આવયો હોય તેનો કોરપોરેશનની તરફથી કબજો લે અને તે પર જે અમલો હોય તે કાઢી નાખી જગા સરખી કરાવે.

એવી રીતે મયુનીસીપાલીટીના હાથમાં આવેલી જમીન તે કોરપોરેશનની મીલકત થાય અને રસતાનો એક ભાગ હોય એમ ગણાય.

વળી જો કોઇ જમીન રસતાની એકસરખી લાઇનમાં આવેલી હોય ને તે પર કાંઇ અમલો નહીં હોય, કે ફકત કાંઇ માચડો, વરંડા, ઓટલો કે પગથી કે એવું કાંઇ ઘરની બહારનું બાંધકામ હોય, તો તે ઘરના ધણીને ઓછામાં ઓછી સાત દીવસની ચેતવણી આપી કમીશનર કોરપોરેશનની તરફથી તે જમીનનો તથા તેને ભરેલી વાડ કે ભીંત કે જે કાંઇ હોય તેનો તથા તેપર આવેલા માચડા, ઓટલા, પગથી વગેરે જે કાંઇ રસતાની એકસરખી લાઇનની અંદર આવેલું હોય તેનો કબજો લે, અને ઉપરનું બાંધકામ કઢાવી નાખી જમીન સરખી કરે. એવી રીતે મેળવેલી જમીન તયારપછી તે રસતાના એક ભાગ દાખલ લેખાય.

સરકારી જમીન એ રીતે આવેલી હોય તો કમીશનરથી એકદમ તેનો કબજો નહી લેવાય, પણ સરકારને પુછી તેની પરવાનગી મેળવી લઇ શકાય.

### ઘરોને આગળ વધારવાની સતા.

જાહેર રસતાપર આવેલું કોઇ ઘર રસતાની એક સરખી લાઇનની પાછળ હોય, તો જયારે પણ તે ઘર પાછું બાંધવાની વાત આવે, અથવા તેમાં એવો ફેરફાર કે દુરસતકામ કરવાની વાત આવે કે જેથી તે ઘરનો અરધા અરધથી વધારે ભાગ કે રસતાપર આવેલા ભાગનો અરધા અરધથી વધારે ભાગ (જમીનની સપાટીથી ગણતાં) તોડી નાખવાની કે ફરી બાંધવાની જરૂર પડે તયારે જોઇતું કામ કરવાની રજા આપતાં કમીશનર ઘરધણીને પોતાનું ઘર રસતાની લાઇન સુધી આગળ વધારવા દે. અગર જો એમ આગળ વધારવાની જરૂર હોય ને ઘરધણી તેમ કરવા ખુશી નહીં હોય તો સટેનડીંગ કમીટીની પરવાનગી મેળવી કમીશનર ઘરધણીને ફરજ પાડી શકે કે ઘરને આગળ વધારવું. ખુદ ઘરજ આગળ વધારવાની જરૂર નથી. જો રસતાની લાઇન આગળથી

કમીશનર પસંદ કરે તે જાતની ભીંત બંધાવી જગયા ઘેરી લીધી હોય તો તે પણ ઘર આગળ વધારયું હોય એમ ગણાય.

### રસ્તાની એકસરખી લાઇનમાં આવેલી જગયા લેવા સારૂં બદલો.

ઉપર પ્રમાણે રસતાની એકસરખી લાઇનમાં આવેલી જમીન કમીશનરે લીધી હોય તો તે કાંઇ તેનાથી ફોકટ લેવાય નહીં. તેને જમીનનું દામ આપવું પડે એટલુંજ નહીં, પણ જમીનના ધણીને જે કાંઇ ખોટ, નુકસાની કે ખરચ થાય તે ભરી આપવો પડે.

તેમજ વળી ઘરને આગળ વધારવાની કોઇને ફરજ પાડી હોય તેને પણ કાંઇ ખોટ, નુકસાની, કે ખરચ બેસે તો કમીશનરે તે ભરી આપવો પડે.

### જાહેર લોકના વપરાસના ખાનગી રસ્તા.

કોઇને પણ ખાનગી રસતો કે મોહોલો બનાવવો હોય (એટલે કે પોતાના ખાનગી વપરાસનો રસતો નહી પણ જાહેર લોકના વપરાસનો રસતો જે તેની ખાનગી મીલકત ગણાય ને કોરપોરેશનને હસતકના રસતા દાખલ નહી ગણાય) તો તેણે લખીને કમીશનરને ચેતવણી આપવી, અને તે સાથે પલાનો મોકલવા, જેમાં દેખાડવું કે રસતો કઇ તરફ, કેટલા ઢોળાણપર, કેટલી પોહોળાઇનો કરવા ધારયો છે ને તે પરથી પાણી નીકળી જવાની શી ગોઠવણ કરવા ધારી છે ને તેની બેઉ બાજુએ કેટલી ઉંચાઇનાં ઘર બાંધવા ધારયાં છે ને તેપરથી વરસાદનાં ને ગલીચ પાણી કાઢવાની શી ગોઠવણ થશે.

દરેક નવા ખાનગી રસતા સારૂં એ સરવે બાબત કમીશનર સટેનડીંગ કમીટીની બહાલી મેળવી નકી કરે તેમ કામ કરવું પડે. પણ જો ચેતવણી આપવા પછી ત્રીસ દીવસની અંદર કમીશનર તરફથી કાંઇ જવાબ નહી મળે તો એમ સમજવું કે તેને કાંઇ વાંધો નથી. અગર જો જવાબ મળે ને કમીશનરે તેમાં કાંઇ વાંધો લીધો હોય ને કાંઇ ફેરફાર કરવા માગયો હોય તો તેના કહેવા પ્રમાણે કામ કરવું જોઇયે. અગર જો તેમ ન કરયું હોય તો કમીશનર એક નોટીસ કહાડી ઘરધણીને ફરમાવે કે ચોકસ ઠરાવેલા વખતમાં તેણે જાતે હાજર થઇ અથવા પોતાની સહી સાથનો કાગળ લખી કમીશનરને કારણ દેખાડવું કે તેના કહેવા પ્રમાણેનો ફેરફાર તે રસતામાં કે તેની બાજુપર આવેલાં ઘરમાં કાં નહી કરે, અથવા એમ ફેરફાર કરવો બની શકે તેવું ન હોય તો કાં નહી તેને ભાંગીને કહાડી નાખે.

જો ઘરધણી કમીશનરની ખાતરી થાય તેવું પુરતું કારણ આપી ન શકે તો કમીશનર તે રસતાને કે ઘરને જોઇતી રીતે ફેરફાર કરાવે કે ભાંગી નાખે અને તેમ કરવાનો ખરચ તે ઘરધણી પાસેથી ભરી લે.

### ખાનગી રસ્તાની મરામત.

જો કોઇ ખાનગી રસતો બરાબર સપાટ નહી હોય યા તેને ખડી પુરી બરાબર બાંધેલો નહી હોય યા તેને બરાબર ગટર વગેરે કાઢેલી નહી હોય, ને તેપર બરાબર રોશની થતી નહી હોય તો કમીશનર સટેનડીંગ કમીટીની બહાલી મેળવી, તે રસતાપર કે તેની નજદીકમાં આવેલાં ઘરોના ધણીઓને નોટીસ લખી ફરજ પાડે કે તે રસતાપર તેઓએ જો ઘટતું કરવું. એવી નોટીસને માન આપયું ન હોય તો રૂ૧૦૦ સુધીનો દંડ કરવાની માજીસ્ટ્રેટે સતા આપેલી છે. વળી કમીશનર પોતે તે કામ કરાવી શકે ને તેનો ખરચ પેલા ઘરધણીઓ પાસેથી લઇ શકે.

### ખાનગી રસ્તાઓને જાહેર મયુનીસીપલ રસ્તા દાખલ લઈ લેવાની સતા.

જો કોઇ ખાનગી રસતો બરાબર રીતે સપાટ કરેલો હોય, તેપર બરાબર

ખડી બેસાડેલી હોય, કે ફરસબંદી કરેલી હોય, તેને ગટર વગેરે બાંધી પાણી તથા ગલીચી કાઢવાનાં પાધરા મારગ કરેલા હોય ને જો તે રસતાના ધણીઓ કમીશનરને અરજ કરે કે તેણે તે પોતાને હસતક લઇ લેવો, ને તેપર રોશની કરવા ફાનસો ને થાંભલાઓ ને બીજું જે કાંઇ જોઇતું હોય તે બરાબર પુરૂં પાડેલું હોય તો કમીશનર તે રસતાના કોઇ પણ ભાગપર એક લખેલી નોટીસ મેલી તેને જાહેર મયુનીસીપલ રસતા દાખલ ઠરાવે ને તયાર પછી તે એવો જાહેર રસતો થાય, જેની તયાર પછીની મરામત બધી મયુનીસીપલ ખરચે કરવી પડે. પણ જો એવી નોટીસ મળવાની મહીના દીવસ અંદર તે રસતાનો ધણી કે તેના અરધા ઉપર ભાગનો ધણી વાંધો લે તો પછી તે રસતો જાહેર રસતો થઇ શકે નહી.

### રસ્તાપર બહાર નીકળી આવે કે હરકત કરે એવાં બાંધકામ.

કોઇ ઘરના આગલા ભાગ કે મુખડાપર એવું કાંઇ બંધાય કે જડાય નહીં કે જે રસતા બહાર નીકળી આવે, કે તેપર ઝુલે અને આવતાં જતાં લોકને નડતર કરે, કે કોઇ ગટર કે પાણી જવાના મારગપર એવી રીતે નીકળી આવે કે તેના વપરાસમાં હરકત કરે, કે તેને તપાસવામાં કે સાફ કરવામાં નડતર થાય.

એવું કાંઇ બાંધેલું કે જડેલું હોય તો તે કાઢી નાખવા કે તેમાં ફેરફાર કરવા કમીશનર લખેલી નોટીસ આપી તે ઘરના ધણીને કે તેમાં વસનારને ફરજ પાડી શકે. અગરજો ઘરમાં વસનાર ધણીએ કમીશનરના કહેવાથી એવું કાંઇ બાંધેલું કે જડેલું કાઢી નાખયું હોય કે તેમાં ફેરફાર કરયો હોય ને તેથી તેને ખરચ થયો હોય તો તે ખરચ તેને ઘરધણી પાસેથી કાપી લેવાનો હક છે, પણ જો તેનું પોતાનુંજ બાંધેલું કે જડેલું તેને કાઢવું પડયું હોય તો તેનો ખરચ નહી મળે.

### રસતાપર મહેરાબ, અગાસી, છજાં વગેરે કેમ બંધાય?

કયા રસતાપર મહેરાબ (arcade) બાંધવાની પરવાનગી કમીશનરથી અપાય તે પહેલાં કોરપોરેશન નકી કરે. એવા નકી કરેલા રસતાપર કોઇને મેહરાબ બાંધવો હોય તો કમીશનરની રજા મેળવી તે બાંધી શકે.

ઉપલા મજલાપરથી રસતાપર ઝુલે તેમ અગાસી, વરંડો, છજું કે બીજું એવું કાંઇ કાઢવું હોય તો તે પણ મયુનીસીપલ કમીશનરની રજા મેળવી કાઢી શકાય.

### ભોંયતળીયાંનાં બારણાં રસતાપર નીકળવાં નહીં જોઇયે.

જો કોઇ નીચલા ભાગનું બારણું, બારી, કે દરવાજો એવી રીતે ઉઘડતો હોય કે તે રસતાપર નીકળે ને તેથી રાહદારીઓને અગવડ થાય, તો કમીશનર લખેલી નોટીસ આપી તે બારણું, બારી, કે દરવાજો બહારની બાજુ નહી ઉઘડે તેમ ફેરવવાની ફરજ પાડી શકે.

### રસતાને નડતર થાય એવું બાંધેલું કે જડેલું કઢાવી નાખવાની સતા.

કમીશનરની રજા મેળવયા વીના જો કાંઇ ભીત, વાડ, કઠેરા, થાંભળો, સીડી, માચડો કે એવું કાંઇ બાંધકામ કે જડતકામ કોઇ પણ જાહેર રસતા ઉપર અથવા ખુલ્લી ગટર કે નેહેર કે કુવા કે તળાવ ઉપર ઉભું કરયું હોય, કે એવે ઠેકાણે કાંઇ બેઠક, ખુરસી, બાંક, પેટી, સીડી ગાંસડી કે એવું બીજું કાંઇ મુકયું હોય, તો કમીશનરને સતા છે જે, કાંઇ પણ ચેતવ

ણી આપવા વગર તુરત તે કઢાવી ના ખે. તેમજ જો કોઈએ એજ પ્રમાણે રસતાની સપાટીથી બાર ફીટની ઉંચાઈ માં પાટીયું કે છાજલી કે એવું એવું કાંઈ પણ કાઢયું હોય તો તે પણ કમી શનર કાંઈ પણ ચેતવણી આગમજથી આપયા વીના કઢાવી નાખી શકે.

## રસતાપર જાનવર બાંધવાં નહીં.

જાહેર રસતાપર તમારાથી કાંઈ પણ જાનવર બાંધી શકાય નહીં. જો બાંધયું હોય તો કોઈ પણ મયુનીસીપલ અમલદાર તયાંથી તેને લઈ જઈ પોલીસને સવા ધીન કરે, અથવા પોલીસ પોતે તે લઈ જાય ને રખડતું જનાવર પકડયું હોય તેમ તેનો નીકાળ કરે.

## માંડવા બાંધવાની પરવાનગી.

કાંઈ ક્રીયા સારૂ કે ખાણાપીણા સા રૂ રસતાપર માંડવો કે માચડો થોડા વ ખતને માટે બાંધવો હોય તો પોલીસ કમીશનરને પુછાવી મયુનીસીપલ કમીશ નર લખેલી પરવાનગી આપે તોજ બંધાય.

## રસતાપર કાંઈ કામ કરવું હોય તો કેવો બંદોબસત રાખવો.

રસતાપર મયુનીસીપાલીટીને કાંઈ કા મ કરવું હોય ને તે સારૂં રસતો ભાગ વો પડયો હોય તો બનતી ઝડપે તે કા મ કરી લેવું ને રસતો પાછો સમો કરી નાખવો એવું કાયદાનું ફરમાન છે.

એવું કાંઈ કામ ચાલતું હોય તે દ રમયાન કમીશનરને જરૂર લાગે તો તે રસતાનો બધો કે ચોકસ આવજાવ તે બંધ કરી શકે. ને આવજાવ બંધ કર વાનો હુકમ બધાના જોવામાં આવે તેમ તે રસતાપર મુકે ને રસતો બંધ કરવા સારૂ આરી કે સાંકળ કે વાંસો બંધાવે, જે કોઈથી પણ કમીશનરની રજા વીના કહાડી શકાય નહી.

એ રીતે રસતાપર મયુનીસીપાલીટી નું કામ ચાલતું હોય ને તે સારૂ રસતો બંધ કરવો પડયો હોય તો તે રસતાપર આવેલાં ઘરોમાં જવા સારૂ તથા બીજા જરૂર જોગ આવજા સારૂ જે કાંઈ બંદોબસત કરવો ઘટે તે કમીશનરે કરવો જોઈયે. જો એવાં કામથી કાંઈ ગટર કે પાણીનો કે ગેસ નો નળ બંધ થઈ જાય તો લોકને અગવ ડ નહીં પડે તે સારૂ બનતું કરવાની કમીશનરની ફરજ છે. જો એવાં કામ થી કોઈ ધણીને કાંઈ ખાસ નુકસાની થાય તો તે ભરી આપવાનું પણ ફર માન છે.

વળી એવું કામ ચાલતું હોય તયા રે કમીશનરની ફરજ છે જે ખોદકામ થી જમીન ધસે નહી ને પાસે આવે લા ઘરોને ધોકો પુગે નહી તે સારૂં પાટીઆં વગેરે જડી પુરતો બચાવ ક રવો ને ખોદયું હોય તયાં વાડ ભરી કે વાંસો બાંધી જગયા ઘેરી લેવી ને રાતની વખતે બતી સળગાવી લોકને તે જગયાથી દુર રહેવાની ચેતવણી આપ વી. કમીશનરે એમ કરયું નહી હોય ને કોઈને ઈજા થાય તો તે નુકસાની નો દાવો કરી શકે. કમીશનરે બચાવના જે ઈલાજ લીધા હોય તેને જો તેની રજા વગર કોઈ છેડે કે કહાડી નાખે તો તેને સજા કરાવી શકાય.

કોઈ ખાનગી ધણીને રસતો તોડવા ની કે ભાંગવાની કાંઈ જરૂર પડે, કે તેપર આવેલી વાડ, ભીત કે બીજું કાંઈ છોડવું પડે કે તેપર ઘર બાંધવાનો સામાન, ઈંટ, મટોડી, પથર વગેરે મુક વું પડે, કે પરાંજ કે માચડો કે વાડ બાંધવી પડે, કે ચુનાની ઘાણી કરવી પ ડે, તો કમીશનરની રજા મળે તોજ તે નાથી તે થાય. સામાન મુકવાની કે ઘા ણી કરવાની કે પરાંજ વગેરે બાંધવાની રજા આપેલી હોય તે કમીશનર ચાહે તો ચોવીસ કલાકની લખેલી ચેતવણી આપી પાછી ખેંચી લઈ શકે.

એ રીતે કામ કરવાની કોઈ ખાન ગી ધણીને રજા મળી હોય તો તેની

પણ ફરજ છે જે લોકની તેમજ પડોશ માં આવેલા ઘરોની સંભાળને ખાતર જોઇતું કરવું, વાડ વગેરે ભરવી, રાત ની વખતે દીવો બાળવો વગેરે. એમ ન કરવાથી કાંઇ અકસમાત થાય તેનો જોખમ કમીશનરને શીર નહી રહે, પણ પેલા કરનાર ધણીને શીર રહે.

વળી તે ધણીની ફરજ છે જે, બન તી ઉતાવળથી પોતાનું કામ કરાવી લેવું અને રસતાપર જે ભાંગફોડ કીધી હોય તે દરૂસત કરાવી નાખવી, કે હરક ત મુકી હોય તે કઢાવી નાખવી અગર જો તે મનમાનતી રીતે ને ઘટતી ઉતા વળથી તેમ નહી કરે તો કમીશનર તેને ખરચે જોઇતું કરાવી લે.

કામ ચાલતું હોય તે વખતે જો રસ તાનો આવજા બંધ થતો હોય કે ગટર અટકી હોય કે પાણીનો કે ગેસનો નળ બંધ થતો હોય, જેથી તે મોહલાના લોકને પીડા જેવું થઇ પડે, તો કમીશ નર તે ધણીને નોટીસ આપી ફરજ પા ડે કે તેણે બીજો કામચલાઉ રસતો ક રી આપવો તથા પાણી રોશની વગેરે સારૂં બંદોબસત કરવો.

## રસતાને નામ આપવાની તથા ઘરને નંબર આપવાની રીત.

કોઇ પણ રસતાને નામ આપવું હો ય તો કમીશનરને પહેલાં કોરપોરેશનને પુછવું પડે છે, ને કોરપોરેશન પસંદ કરે તેજ નામ તેનાથી અપાય. એ રી તે મુંબઇના કેટલાક જાણીતા કે નામી ચા શેહેરીઓનાં નામ મુંબઇના રસતા ઓને આપવામાં આવયાં છે; જેવાં કે— મંડળીક રોડ, બલેની સ્ત્રીટ, નવરોજજી ફરદુનજી સ્ત્રીટ, પેડર રોડ, રે રોડ, ફર ગુસન રોડ, વગેરે.

રસતાને એ રીતે જે નામ અપાયું હોય તે તેને દરેક છેડે બરાબર જણા ય ને વંચાય તે રીતે મુકવાની કમીશન રને સતા છે. રસતાના નામનું પાટીઉં તમારા ઘર પર કમીશનર મુકવા માંગે કે તમારા ઘરની ભીંત પર નામ રંગ વા માંગે તો તમારાથી ના કહેવાય નહીં.

વળી કમીશનરને સતા છે કે જે કોઇ પણ ઘરની બહારની બાજુ, ભીંત કે દર વાજા ઉપર એક નંબર લગડાવે કે રંગાવે.

કમીશનરે મારેલું કે રંગેલું રસતા નું નામ કે ઘરનો નંબર કમીશનરની રજા વગર અથવા બીજી કાયદાસર સ તા વગર કોઇથી કાઢી શકાય નહીં કે કાઢી તેને બદલે જુદું જ નામ કે નં બર મુકાય નહીં કે ભુસાડી શકાય નહીં.

## રસતાપર કાગળ ચોંટાડવા વીશે.

વેપારીઓ, નાટકવાળાઓ અને બીજા ઓ પોતાની જાહેર ખબરનાં કાગળ ર સતે રસતે કોઇની પણ ભીંતે ચોંટાડી જાય છે તે વીશે કાયદો એવો છે જે મીલકતના ધણીની કે કબજેદારની રજા વગર એ રીતે કાગળ ચોંટાડવાનો કે જા હેર ખબર લખવાનો કે રંગવાનો કોઇને પણ હક નથી. એમ કરવા અગાઉ મીલક તના ધણીની કે કબજેદારની રજા લેવાની જરૂર છે. એ બાબદમાં કાયદાએ મયુનીસીપલ કમીશનરને કશી સતા આ પી નથી. જો આપી હોત તો કોઇ વાર કામ લાગત. દાખલા તરીકે કવીનસ રો ડ જેવા મુંબઇ શેહેરના સઉથી અગ તયના રસતાપર કબરસતાનની તથા બીજી ભીંતોપર જે તરેહવાર રંગની આંખ દુખવે તેવી મોટી મોટી જાહેર ખબર રંગવામાં આવી છે, તેનો કાંઇ અટકાવ થઇ શકત. એ રીતે રસતાનો દેખાવ બગાડવા સામે ઘણા જણ બબ ડે છે, પણ મીલકતના ધણીએ રજા આ પી એટલે કોઇ સતાવાળાથી કાંઇ બની શ કે તેવું નથી. એક દુકાનવાળાએ તો બરાબ ર કબરસતાનના દરવાજાના મહેરાબ ઉ પરજ પોતાની દુકાનનું નામ રંગાવયું છે, જાણે કબરસતાનમાંજ દુકાન માંડી સીવાનાં સંચા વેચતો હોય તેમ !

## ધાસતીભરેલી જગયાઓ.

જો કોઇ જગયા બરાબર મરામત ન હીં કરવાના સબબે, કે બરાબર વાડ

કે ભીંત ભરી ઘેરી નહીં લેવાના સબ
બે, કે તે પર કાંઇ કામ ચાલવાના સ
બબે રાહદારીઓ સારૂ કે તે જગયાના
ધણી કે કબજેદાર સીવાય બીજા કોઇ
પણ લોકને તયાં આવજા કરવાનો હ
ક હોય તેમને સારૂ ધાસતીભરેલી થઇ પ
ડીછે એમ કમીશનરના ધયાનમાં આવે તો
તેના ધણી કે કબજેદારને લખેલી ચેતવણી
આપી કમીશનર ફરજ પાડી શકે કે
તેણે તે જગયાની મરામત કરવી, કે
સંભાળના બીજા ઘટતા ઉપાય કરવા,
અથવઃ બીજું જે કાંઇ કમીશનરને જ
રૂર જોગું લાગે તે કરવું અને તે જ
ગયાને સલામત બનાવવી. અગરજો ઉ
તાવળે ઇલાજ કરવાની જરૂર જણાય
તો ચેતવણી આપયા વીના, કે આપેલી
હોય તો તેની મુદ્દત પુરી થાય તે અ
ગાઉ કમીશનર પોતેજ કામચલાઉ ઇ
લાજ કરી નાખે અને તેમ કરવાનો જે
ખરચ થાય તે પેલી જગયાના ધણી કે
કબજેદારને આપવો પડે.

## રસતાઓપર રોશની.

સઘળા જાહેર રસતાઓપર તથા મ
યુનીસીપલ મારકેટોમાં અને કોરપોરેશ
નને હસતકની દરેક મીલકતમાં રોશની
કરવાના ઉપાય લેવાનું કામ કમીશનર
ને સોંપેલું છે. જેટલાં ફાનસ, થાભળા
વગેરેની જરૂર હોય તેટલાં કમીશનરે મ
ળાવવાં તથા જારી રાખવાં. તે ફાનસો
માં તેલની બતી બાળવી, કે ગયાસની,
કે વીજળીની, કે કેવી, તે વખતો વખ
ત કોરપોરેશન નકી કરે અગરજો વીજ
ળીની બતી બાળવાનું નકી કરયું હો
ય તો તેના તાર લઇ જવા સારૂ કે તે
નું ફાનસ ટાંગવા સારૂ કોઇ પણ મી
લકતપર ખુંટો, થાંભળો, બ્રાકેટ, કે બી
જું જે કાંઇ જરૂરનું હોય તે કમીશન
ર બેસડાવી શકે, ને તેમ કરવા બદલ
મીલકતનો ધણી કાંઇ પણ દામ કમીશ
નર પાસેથી માંગી શકે નહી. પણ કમી
શનરને ફરમાવયું છે જે, કોઇની મીલ
કતપર એવું કાંઇ બેસાડવું પડે તો કો
ઇ પણ ધણીને જેટલી બને તેટલી ઓ
છી અગવડ કે હેરાનગતી થાય તે રી
તે કરવું.

જો કોઇ પણ શખસ કાયદાસર સ
તા મેળવયા વીના એવો કોઇ વીજળી
નો તાર કે ફાનસ, થાંભળો, ખુંટો, કે
બતીને લગતો કાંઇ પણ સામાન લઇ
જાય, કે પાડી નાખે, કે ભાંગે કે તેને
કાંઇ નુકસાન કરે, કે બતી સળગાવેલી
હોય તે બુજવી નાખે, તો તેને રૂ૧૦૦
સુધીનો દંડ થાય.

જો કોઇ ધણીને હાથે અકસમાતથી
કે બેદરકારીથી જાહેર રસતાપરનું કે
મારકીટમાંનું કે બીજી મયુનીસીપલ
મીલકતપરનું ફાનસ ભાંગી જાય તો જે
નુકસાની તેનાથી થાય તે તેણે ભરી
આપવી પડે.

## ગયાસના નળ મુકવાની રીત.

ગટરની અંદર અથવા ગલીચ પાણી
જવાની ગલીની સપાટીપર ગયાસનો ન
ળ મેલવાની મનાઇ છે.

વળી પાણીનો નળ મેલ્યો હોય તે
થી જેટલો બને તેટલો ગયાસનો નળ
દુર રાખવો એવું ફરમાન છે બન
તાં સુધી ગયાસના ને પાણીના નળ વ
ચે ઓછામાં ઓછો ચાર ફીટનો અં
તર તો હોવોજ જોઇયે. જો રસતો સાંક
ડો હોય ને એટલો અંતર મુકી નહીં શકાય
તોજ ઓછે અંતરે મુકવો, નહીં તો
વચમાં ચાર ફીટ જેટલી જગયા તો
રાખવીજ પડે.

જો કોઇ રસતે પાણીનો નળ મેલ્યો
હોય ને તેને ઓળંગી જાય એમ ગયા
સનો નળ મુકવો પડે તો બનતાં સુધી
એમ કરવું કે પાણીનો નળ નીચે રહે
અને ગયાસનો નળ તેની ઉપરથી જાય.
એ રીતે પાણીના નળપર ગયાસનો નળ
આડો મુકવો પડે તો ગયાસનો નળ ઓ
છામાં ઓછો નવ ફીટ લાંબો રાખવો
ને બને તયાં સુધી પાણીના નળ સાથે
કાટખુણો બને તેવી રીતે મુકવો; એવી

મતલબથી કે ગયાસના નળનો દરેક છેડો પાણીના નળથી ઓછામાં ઓછો ચાર ફીટ દુર રહે અને તે છેડે બીજો નળ જોડે તેના સાંધામાંથી ગયાસ નીકળે તો પાણીના નળથી પુરતી દુર તે રહી શકે.

વળી પાણીના નળપરથી જયાં ગયાસનો નળ ઓળંગી જાય તયાં બેની વચ્ચે જેટલી રાખી શકાય તેટલી જગયા રાખવી ને ગયાસના નળને ચીકટ માટીથી કે બીજી કોઇ ચીજથી મજબુત ચણી લેવો. અગર જો ઉપર લખવા પ્રમાણેની સઘળી સંભાળ લેવા વગર કોઇએ ગયાસનો નળ મુકાવયો હોય તો તેમાં જે જરૂર જોગ ફેરફાર કરવો ઘટે તે કરાવવાની કમીશનરને સતા છે, ને તેમ કરવાનો ખરચ જેના હુકમથી કે જેના ઉપરીપણા હેઠળ નળ મેલવામાં આવયો હોય તેણે આપવો પડે.

વળી કાંઇ કારણસર ગયાસનો નળ કે ગયાસને લગતું બીજું કાંઇ બાંધકામ રસતાપર હોય તે ફેરવવાની કે ઉપર નીચે કરવાની કાંઇ જરૂર પડે તો તેના ધણીને ચેતવણી આપી કમીશનર તેની પાસે જોઇતું કરાવી શકે, પણ એ રીતે મયુનીસીપલ કારણસર ફેરફાર કરવો પડયો હોય તો તેનો ખરચ મયુનીસીપાલીટી આપે, અને તે ધણીને કાંઇ તેથી નુકસાન થાય તો તેનો બદલો પણ મયુનીસીપાલીટી આપે.

મયુનીસીપાલીટીનો ગયાસનો નળ મેલ્યો હોય તેના ઉપર કમીશનરની લખેલી રજા મેળવયા વીના કાંઇ પણ ઘર કે ભીંત કે બીજાં નવું બાંધકામ થાય નહી, કે રસતાની કે રેલવેની સડક બંધાય નહી. એવું કાંઇ બાંધયું હોય તો કમીશનર સટેનડીંગ કમીટીની બહાલી મેળવી તે કઢાવી નાખે કે તેમાં જોઇતો ફેરફાર કરાવે ને તેમ કરવાનો ખરચ જે ધણીએ એવું બંધાવયું હોય તેના પાસેથી લે.

## રસતાપર પાણીનો છંટકાવ.

રસતાપર પાણી છંટાવવાની ગોઠવણ પણ કમીશનરને કરવા ફરમાવયું છે, ને તેમ કરવા સારૂ જોઇતાં પાણીનાં ગાડાં, જાનવર, ને ઓજાર ખરીદવાની ને ચાલુ રાખવાની તેને સતા આપેલી છે, રસતાપર પાણી કયે વખતે છાંટવું, કઇ મોસમમાં છાંટવું, કઇ મોસમમાં નહીં છાંટવું, ને કઇ રીતે છાંટવું, તે સરવે કમીશનર નકી કરે.

## ઘર બાંધવા વીશે.

હવે આ બહુ અગતના વીશયપર આપણે આવીયે. ઘર બાંધવાનું કામ હાલ મુંબઇમાં ધમધોકાર ચાલે છે, ને તેને લગતા કાયદા કાનુન જાણવાની પ્રજાના લોકોને બહુ અગતય છે. એ કાયદા કાનુનના અજ્ઞાનપણાને લીધે ઘર બાંધતાં વારંવાર ખટપટ ઉભી થાય છે ને બાંધેલું કામ તોડી પાડવા મયુનીસીપાલીટી તઇયાર થાય છે.

કોઇ પણ ધણીએ ઘર બાંધવાનો ઇરાદો કીધો હોય તો પહેલાં કમીશનરને નોટીસ આપવી જોઇએ. એ નોટીસમાં તેણે જણાવવું જોઇએ કે ઘર કયે ઠેકાણે બાંધવું છે, કઇ જાતનું બાંધવું છે, શું કારણસર બાંધવું છે, (એટલે રહેવા માટે, કે દુકાન માટે, કે કારખાના માટે, કે વખાર માટે કે કેમ) અને કેટલું ઉંચું, કેટલું પહોળું, કેટલું ઉંડું, વગેરે. એ નોટીસનો છાપેલો ફારમ મયુનીસીપલ ઓફીસમાંથી તે મેળવી શકે. કમીશનરને ફરમાન છે જે એવા છાપેલા ફારમ તેણે તઇયાર રાખવા અને કોઇ પણ ધણી તે માગે તો આઠ આનાની હદ સુધી ઠરાવેલી ફી* લઇ તેની એક નકલ તેને આપવી. ઘર બાંધવાને લગતા કાયદા કાનુનો ઘર બાંધનાર ધણીની જાણમાં બરાબર લાવવાની મકસદથી કમીશનરને ફરમાવેલું છે જે એ ફારમની પછવાડે, મયુનીસીપલ એકટની જે જે કલમ ઘર બાંધવાની બાબદને લગતી છે તે તથા

* ફીની હદ આઠ આના રાખેલી છે એટલી હદમાં જેટલી વાજબી લાગે તેટલી ફી સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી કમીશનર ઠરાવે છે.

ઘર બાંધવાને લગતા સરવે પેટા કાનુનો છપાવવા. એવા ફારમની એક નકલ મેળવી, તેપર ઘર બાંધનાર ધણીએ પોતાના ઇરાદા વીશે ચેતવણી આપવી, પછી તે નવું ઘર બાંધનાર હોય, કે પાયા સુધી તોડી પાડેલુ જુનું ઘર પાછુ બાંધનાર હોય, કે જે ઘર માણસને રહેવા સારૂ અસલ બાંધેલું નહીં હોય તેને માણસના રહેવાસના ઘરમાં બદલવું હોય, કે માણસને રહેવા સારૂ બાંધેલું ઘર હોય તેને તેજ કારણસર વપરાય તેવું એકથી વધારે ઘર થાય તેમ ફેરવવું હોય.

નોટીસ મળવા પછી ત્રીસ દીવસ સુધીમાં કોઇ પણ વખતે કમીશનર ઘર બાંધનાર ધણીને વળતી નોટીસ આપી નીચે પ્રમાણે માગણી કરી શકે:-

(૧). દરેક માળના નકશા અને છેદચીત્ર આપવાં, જેમાં તે ઘરના દરેક ભાગનું ઠેકાણું, આકાર તથા કદ દેખાડેલાં હોય, અને દરેક સંડાસ, જાજરૂ, મુતરડી, ખાળકુવો, કુવો, વગેરે, કયાં આવશે, ને તેનું કદ શું હશે, ને આકાર કેવો હશે તે દેખાડેલું હોય. જો ઘર બે કે વધારે કુટુંબને રહેવા સારૂ બાંધવા ધારેલુ હોય, કે વીસથી વધારે માણસ રોકાય તેવા કોઇ કામ ધંધા સારૂં બાંધવા ધારેલું હોય, કે જાહેર લોકનો આવજા થાય તેવાં કાંઇ કારણસર બાંધવા ધારેલું હોય, તો તેમાં દાખલ થવાનો ને તેમાંથી બહાર નીકળવાનો શો બંદોબસત રાખવામાં આવશે તે પણ દેખાડવું જોઇયે.

(૨). ઘર બાંધવામાં સામાન શું વાપરવામાં આવશે, ભીંતની તથા છાપરાની જાડાઇ કેટલી આવશે, જમા થયલું પાણી શી રીતે કાઢી નાખવામાં આવશે, ઘરના વપરાસ સારૂં જોઇતું પાણી શી રીતે મેળવવામાં આવશે, હવાની આવજાના રસતા કેમ રાખ્યા છે, અને જો તે ઘર કોઇ મોહોલ્લાપર આવેલું હોય તો તે મોહોલ્લામાંથી ઘરમાં દાખલ થવાની તથા ઘરમાંથી બહાર નીકળવાની ગોઠવણુ શી રાખવા ધારેલી છે, એ સરવેનું લખેલું બયાન આપવું.

(૩) બીજો એક નકશો આપવો જેમાં તે બાંધવા ધારેલા ઘરની પડોશમાં કાંઇ મીલકત હોય તો તે કેમ આવી છે, ને તેની ગટર, જાજરૂ વગેરે કેમ ગોઠવાયલાં છે, ને ઘરની આગળ કે પછવાડે કાંઇ મોહોલ્લો આવયો હોય તો તેના રસતાની સપાટીની ઉંચાઇ તથા તે મોહોલ્લાની પોહોળાઇ કેટલી છે, તથા બાંધવા ધારેલા ઘરનો પાયો કેટલો ઉંચો આવશે, ને ભોંયતળીયાંની ઉંચાઇ કેટલી થશે, ને ઘરને કાંઇ આંગણું કે ખાલી જમીન હોય તો તેની સપાટીની ઉંચાઇ કેટલી છે તે સરવે દેખાડવું.

(૪) બીજો એક નકશો આપવો જેમાં તે ઘરના ગટરકામની ધારેલી લાઇન દેખાડવી, અને દરેક ગટરનું કદ તેની ઉંચાઇ તથા તેનું ઢલાણ દેખાડવું અને ગટરમાં હવાની આવજા રાખવાનો જે બંદોબસ્ત ધાર્યો હોય તેની વીગત આપવી.

જો કમીશનરને વાજબી લાગે તો તે ઉપલા નકશા તથા બયાન કોઇ પરવાનેદાર સરવેયર (Licensed Surveyor) ની સહી સાથના માંગે ને એવા સરવેયરે તઇયાર કરયા છે એમ જણાવવા તેની સહી નહી હોય તો તેવા નકશા વગેરે રદ કરી શકે.

અગર જો ઉપર જણાવેલી નોટીસમાં કરેલી માંગણી પ્રમાણે કે તે પછી આપેલા દસતાવેજોમાં કમીશનરને જોઇતી વીગતો પુરતી રીતે મળી શકી નહી હોય તો તે દસતાવેજો મળવા પછીના ત્રીસ દીવસની મુદત દરમયાન કોઇ પણ વખતે બીજી એક નોટીસ ઘર બાંધનાર ધણીપર મોકલી જે વધુ વીગત તેને જોઇતી હોય તે માંગી શકે.

કમીશનરે ઉપર લખવા પ્રમાણે નોટીસ આપી વીગત માગી હોય તે જો નહી પુરી પાડવામાં આવે તો ઘર બાંધવાના ઇરાદાની નોટીસ તેને મળીજ નથી એમ ગણાય. મતલબ એ કે પેલા ધણીથી ઘર બાંધી નહી શકાય.

## ઘરમાં ફેરફાર કરવા વીશે.

જેમ ઘર બાંધવા સારૂ કમીશનરને નોટીસ આપવી પડે છે તેમ ઘરમાં ફેરફાર કરવા સારૂ પણ આપવી પડે છે. જો ઘરમાં કાંઇ વધારો કરવો હોય, કે કાંઇ ફેરફાર કે મોટું સમારકામ કરવું હોય, કે રસતાની નેમેલી એકસરખી લાઇનની અંદર આવેલા ઘરનો કોઇ ભાગ કાઢી નાખવો કે ફરી બાંધવો હોય તો મયુનીસીપલ ઓફીસમાંથી છાપેલો ફારમ મેળવી કમીશનરને નોટીસ આપવી પડે છે. એ નોટીસની અંદર દેખાડવું જોઇયે જે ઘર કઇ જગયાએ આવયું છે, ને તેમાં શું ફેરફાર કરવા ધારયો છે. જો એવી નોટીસમાં પુરતી વીગત નાખેલી નહીં હોય તો ત્રીસ દીવસની અંદર કમીશનર વધુ વીગતની માંગણી કરી શકે ને જોઇતા પલાન તથા બીજી જે વીગતો તેને જોઇતી હોય તે મેળવવા ઘરધણીપર નોટીસ કરે. અગરજો ઘરધણીએ મોકલેલા પલાન પર પરવાનેદાર સરવેયર (Licensed Surveyor)ની સહી નહીં હોય તો કમીશનર ચાહે તો તે રદ કરી શકે.

## કામ કયારે શરૂ થાય.

કમીશનરને પુરતી વીગત, પલાન વગેરે પુરૂં પાડવા પછી ત્રીસ દીવસની મુદત દરમયાન કાંતો તેની પસંદગીનો જવાબ આવી જાય અથવા તો તેની નાપસંદગીનો જવાબ નહીં આવે તો ઘરધણીને છુટ છે જે તેણે કામ શરૂ કરવું. એ છુટ તેને એક વરસ સુધી ચાલે, એટલે કે કમીશનરને સઘળી વીગતો પુરી પાડવા પછીના ૧૨ મહીના સુધીમાં તેણે જે પ્રમાણે લખી જણાવયું હોય તે પ્રમાણે તેનાથી કામ કરી શકાય, પણ મયુનીસીપલ કાયદાની કે પેટા કાનુનોની કોઇપણ કલમનો ભંગ કરયા વગર તે થવું જોઇયે. બાર માસ વીતી ગયા હોય તોપછી ઘરધણીથી કામ થાય નહીં, પણ નવેસરથી તેને નોટીસો વીગેરે આપી બાંધકામની પરવાનગી માંગવી પડે.

અગરજો કમીશનર કરવા ધારેલું કામ અથવા તેનો કોઇ પણ ચોકસ ભાગ નાપસંદ કરતો હોય ને તે નાપસંદગીનું કારણ એ હોય કે તેથી મયુનીસીપલ કાયદાની કે તેના પેટા કાનુનની કોઇ કલમનો ભંગ થાય એમ હોય, અથવા ઇમારત સલામત નહીં થાય એમ હોય, તો નોટીસ વગેરે મળવા પછી ત્રીસ દીવસની મુદતમાં તેણે ઘરવાળાને પોતાની નાપસંદગી તથા તેનાં કારણો જણાવવાં, અને જે ઘટતી સરતોથી તે ધારેલું કામ પસંદ કરી શકે તેમ હોય તે સરતો જણાવવી. એમ થયું હોય તો તે સરતો પ્રમાણે ઘરવાળો કામ ચલાવે તો ચાલી શકે. એવી સરતો સાથની પસંદગી મળી હોય તો તે પણ ફકત વરસ દહાડો ચાલે. વરસની મુદત સુધીમાં કોઇ પણ વખતે ઘરવાળો કામ કરી શકે. વરસ પુરૂં થયું એટલે નવેસરથી પરવાનગી માગવાની ફરજ પડે. પણ બાંધકામને લગતા મયુનીસીપલ કાયદા તથા પેટા કાનુનોની કોઇ પણ કલમનો ભંગ નહી થાય એવી રીતે કામ કરી શકાય.

## બાંધકામ સારૂ બીજી સરત.

જે જમીનપર આગળ કાંઇ અમલો બંધાયલો નહીં હોય તેવી જમીનપર નવી ઇમારત બાંધવી હોય તો તેને નીચલી કલમ લાગુ પડે છે.

(૧) નવા રસતાની એક કે બીજી બાજુએ એવી ઇમારત બાંધવા ધારી હોય, તો તે નવો રસતો બરાબર સપાટ કરી બાંધયો નહીં હોય ને તેપર ગટર વગેરે બરાબર કાઢી નહીં હોય તયાં સુધી કમીશનરને સતા છે જે ઇમારત બાંધવાની રજા નહીં આપે;

(૨) કોઇ એવી જગયાએ ઇમારત બાંધવા ધારી હોય કે જયાં રસતા કાઢેલા ન હોય અને હવે પછી કઇ રી



મુંબઇનો એક મુખ્ય મોહલો—ડાભા હાથપર મ્યુનીસીપલ આફીસ—
જમના હાથપર વીકટોરીઆ ટરમીનસ સ્ટેશન.

તે રસતા કાઢવામાં આવશે તે નક્કી કરેલું નહીં હોય તો, સટેનડીંગ કમીટીની બહાલી મેળવી, કમીશનર એવી જગયાએ ઘર બાંધવાની રજા નહીં આપે. પણ જો કમીશનરને એવું માલમ પડે કે, બાંધવા ધારેલી ઇમારત એવી રીતે આવશે કે તે ઠેકાણે બંધાઇ ચુકેલી બીજી ઇમારતોની ગોઠવણ જોતાં બધી મીલકતોની સગવડ સચવાય તેવી રીતે, અને ગટર અને પાણીના નળ તથા હવાના આવજાનો બરોબર બંદોબસત થાય તેવી રીતે એક કે વધારે રસતા બાંધવામાં હરકત નહીં થશે, તો કમીશનર બાંધવાની રજા આપી શકે. અગરજો એવે ઠેકાણે ઇમારત બાંધવાની કોઇએ રજા માંગી હોય, ને કમીશનરે તે નહી આપી હોય, તો પેલો ધણી લખેલી નોટીસ આપીને કમીશનરને ફરજ પાડી શકે કે હવે પછી બાંધવા ધારેલા રસતા કયાં અને કેવી રીતે બંધાશે તે નકી કરી નાખે, અને જો છ મહીનાની મુદતમાં કમીશનર એમ નકી ન કરે તો પેલો ધણી પોતાની ઇમારત બાંધી જાય. પણ અલબત ઇમારત બાંધવાને લગતા કાયદાના અને પેટા કાનુનોનાં બધાં ફરમાનને અનુસરીનેજ.

(૩) જે જગાપર ઇમારત બાંધવા ધારી હોય તે કાંઇ પણ ગલીચીથી પુરેલી હોય, કે તેપર ગલીચી નખાતી હોય, કે તયાં મુવેલાં ઢોર ડાટવામાં આવયાં હોય, તો એવી ગલીચી બરાબર કાઢી જગયા સાફ કરવામાં આવી છે એવી કમીશનરની ખાતરી કરવા વગર તે જગાપર ઈમારતનો પાયો નખાય નહી.

(૪) પાયાની ઉંચાઇ કમીશનરે નકી કરેલા માપ પ્રમાણે લેવી, પણ ઇમારતની નજદીકમાં જે રસતો આવયો હોય તેના વચલા ભાગની જે ઉંચાઇ હોય તેથી ઓછામાં ઓછી બે ફીટ ઉંચી જોઇયે.

(૫) જો પચાસ ફીટથી ઓછી પોહોળાઈના રસતાપર ઈમારત આવી હોય તો જેટલી રસતાની પોહોળાઈ હોય તેથી દોઢી ઇમારતની ઉંચાઇ રાખી શકાય ને વધારે નહી. કદાચ જો વધારે ઉંચાઇએ ઇમારત લઈ જવાની કમીશનર લેખીત રજા આપે તોજ વધારે લઇ જવાય.

(૬) જો માણસના રહેઠાણ વાસતે ઇમારત બાંધી હોય તો તે એવી રીતે બાંધવી કે દરેક ઓરડાની ઓછામાં ઓછી એક આખી બાજુ તો કાંઇ પણ ખુલ્લી જગાપર આવવી જોઇયે કે તેને થોડી ઘણી પણ હવા મળી શકે, ઇમારત બાંધવાની જમીન જો કોઇ રસતાપર આવેલી હોય ને તે રસતાની પહોળાઇ ઓછામાં ઓછી પંદર ફીટ જેટલી હોય, તો જમીનની કીનારી સુધી ઓરડા આવે તો ફીકર નહીં. પણ એમ જો ન હોય તો ઓછામાં ઓછી બે ફીટ જમીન છોડીને બાંધવું પડે, ને જો ચાલી બાંધી હોય તો પાંચ ફીટ જેટલી જમીન રાખવી પડે. જો એ રીતે ઓરડાઓમાં હવા આવવાનો બંદોબસત નહીં થઇ શકતો હોય ને વચમાં ચોક રાખવો પડતો હોય, તો તે ચોકપર જે ઓરડા આવયા હોય તેણે જેટલી જમીન ઘેરી હોય તેના દશમા ભાગ જેટલી જમીન (ઓછામાં ઓછી) ચોક સારૂ રાખવી જોઇયે, ને કોઈપણ દીશાએ ચોકની પહોળાઇ ઓછામાં ઓછી છ ફીટની રાખવી જોઇયે. ચોકના ઉપર કાંઇપણ બંધાય નહી કે છાપરૂં ઠોકાય નહી, પણ આકાશ દેખાય તેમ તે ખુલ્લો રાખવો જોઇયે.

(૭) માણસના રહેઠાણનો દરેક ઓરડો તેના દરેક ભાગમાં ભોંયથી સીલીંગ સુધી ઓછામાં ઓછો આઠ ફીટ ઉંચો હોવો જોઇએ, પણ છાપરાં નીચેનો ઓરડો (એટલે માલીઓ) હોય તો તેની સરાસરી ઉંચાઇ છ ફીટ જેટલી હોય તો ચાલે.

(૮) દરેક ઓરડાની ભોંયનો વાસતાર ઓછામાં ઓછો ૮૦ ફીટનો હોવો જોઇએ.

(૯) દરેક ઓરડાને ખુલ્લી હવાપર ઉઘડે એવી રીતે એટલાં બારી બારણાં મુકવાં જોઇયે કે તે બારી બારણાંએ રોકેલી જગા ઓરડાની તે બાજુનો જેટલો વીસતાર હોય તેના ચોથા ભાગ જેટલી તો હોવીજ જોઇયે.

(૧૦) કમીશનરની લખેલી રજા મેળવયા વગર કોઇપણ ઇમારતની બહારની ભીંત કે છાપરાનું ઢાંકણ, લાકડાં, કપડાં, કેનવાસ, ઘાસ, પાતરાં, તટી કે બીજી સળગી ઉઠે એવી ચીજનાં થઇ શકે નહી, અને તેવી કોઈ ચીજનાં કરયાં હોય તો તે કાઢી નાખવાની કમીશનર ફરજ પાડી શકે.

### બંધાતાં કે સમરાતાં ઘર તપાસવાનો હક.

કોઇ નવું ઘર બંધાતું હોય કે જુના ઘરમાં કાંઈ ફેરફાર કે સમારકામ ચાલતું હોય તો કોઇ પણ વખતે આગળથી ચેતવણી આપવા વીના તયાં દાખલ થઇ તપાસવાની કમીશનરને સતા છે.

### કાયદા વીરૂધ કામ કરયું હોય તો કમીશનર શું કરી શકે ?

અગર જો ઉપર જણાયયા પ્રમાણે કમીશનર પર પ્લાન વગેરે મોકલી અને સરવે જોઇતી વીગતો પુરી પાડી તેની રજા મેળવવી જોઇયે તેમ મેળવયા વીના, કોઇ ઘર બાંધવાનું કે સમારવાનું શરૂ કરે, તો કમીશનર તેને લખેલી નોટીસ આપી ફરજ પાડે કે તેણે કરેલું બાંધકામ કાં નહી તોડી પાડવામાં આવે તેનાં પુરતાં કારણ, પોતે કે પોતાના કોઇ આડતીઆ મારફતે, ઠરાવેલા વખત અંદર લખી મોકલવાં, અથવા તો ઠરાવેલે વખતે ને ઠરાવેલ ઠેકાણે પોતે જાતે હાજર થઇ કે પોતાના આડતીઆને મોકલી તે કારણો જણાવવાં.

જો કમીશનરની ખાત્રી થાય તેવાં પુરતાં કારણો બાંધકામ તોડી પાડવાની સામે તેને નહી આપવામાં આવે તો તેને સતા છે જે, સટેનડીંગ કમીટીની બહાલી મેળવી તે પેલું બાંધકામ તોડી પાડે, કે કાઢી નાખે કે તેમાં ફેરફાર કરે ને એમ કરવાનો ખરચ બાંધનાર ધણીએ આપવો પડે.

આવી બાબદો સટેનડીંગ કમીટી પાસે વારંવાર આવે છે. કોઇનું બંધાવેલું મકાન તોડી પાડવાની રજા આપવા અગાઉ સટેનડીંગ કમીટી ઘણી ચોકસી કરે છે. ઘણું કરી એવી દરેક બાબદમાં તપાસ કરવા તે એક સબ કમીટી નેમે છે, જેના મેમબરો જાતે જઇ તે બાંધકામ જોઇ આવે છે, ને ઇજનેરી ખાતાંના માણસોને સાથે લઇ જઇ જોઇતી પરપુછ કરી સરવે ચોકાસી કરે છે. સબ કમીટી જો તોડી પાડવાની ભલામણ કરે તોજ સટેનડીંગ કમીટી તોડી પાડવાની પરવાનગી આપે છે. પણ ઘણું કરી વાજબી કારણોને લીધેજ કમીશનર તોડી પાડવાની દરખાસત સટેનડીંગ કમીટી પાસે લાવે છે, એટલે એવી ઘણીખરી દરખાસતને સટેનડીંગ કમીટીની બહાલી મળે છે. એ કારણસર ઘરવાળાઓએ સાવચેત રહેવું જોઇયે અને બાંધકામ કરતી વખતે મયુનીસીપલ કાયદાનો ભંગ થાય નહી તેની ઘણી સંભાળ રાખવી જોઇયે.

### તપાસ કરવા બાંધકામ ઉખેડવા કે કાપવાની સતા.

જો વાજબી કારણને લીધે શક જાય કે, કોઇ ઘર બાંધવામાં, કે કોઈ ઘરમાં ફેરફાર કે સમારકામ કરવામાં, કાંઈ પણ કાયદા વીરૂધ કામ થયું છે અથવા કાયદા પ્રમાણે જે કરવું જોઇયે તે કરવાનું રહી ગયું છે, અને તે ઘરની તપાસ કરતાં એવું માલમ પડે કે બાંધકામ પુરૂં થઇ ચુકયું છે અથવા એટલું આગળ વધયું છે જે તે બાબદની ખાતરી થઇ શકે નહીં, તો કમીશનર,

સટેનડીંગ કમીટીની બહાલી મેળવી, લખેલી નોટીસ આપી, બાંધનાર ધણીને ફરજ પાડે કે તપાસના કારણસર જરૂર હોય તેટલું કામ ઉખેડી કે કાપી નાખે. એમ કરવા પછી તપાસ કરતાં માલમ પડે કે બધું કામ કાયદા પ્રમાણે થયું છે ને કાયદા વીરૂધ કાંઇ થયું નથી, તો તોડી પાડવાથી કે કાપી નાખવાથી જે કાંઇ નુકસાની થઈ હોય તેનો બદલો કમીશનર ભરી આપે. આવી બાબદમાં સટેનડીંગ કમીટીની બહાલી લેવા કોઇ દીવસ કમીશનરને આવવું પડયું હોય એમ આ લખનારની જાણમાં નથી.

## બાંધકામ કાયદા પરમાણે નહી હોય તો કયાં સુધી વાંધો લઇ શકાય.

બાંધકામ ચાલતું હોય તે દરમયાન કોઇ પણ વખતે, અથવા પુરૂં થયા પછી ત્રણ માસની મુદત દરમયાન કોઇ પણ વખતે કમીશનર ઘરધણીને કોઇ પણ બાબદ કાયદાસર નહી હોય તે દેખાડી શકે, ને તેને ફરજ પાડી શકે કે જે કામ કાયદા વીરૂધ થયું હોય તે, ને સુધારી કાયદા પ્રમાણે કરવું જોઇતું હતું તે નહી કરયું હોય તે, હજી પણ કરી નાખવું.

## ધાસતીભરેલી ઈમારતો.

જો કોઇ પણ વખતે કમીશનરને માલમ પડે કે કોઈ બાંધકામ બીસમાર હાલતમાં છે, કે પડી જાય તેવું છે, કે તયાં વસતાં કે તયાંથી આવજા કરતાં લોકને ધાસતીભરેલું છે, તો લખેલી ચેતવણી આપી કમીશનર તે ઘરના ધણી કે કબજેદારને ફરજ પાડી શકે કે તેણે તે બાંધકામ તોડી પાડવું, કે દુરસત કરવું, કે સલામત કરવું; અને તેને લગતી સઘળી ધાસતી મટાડવી. એટલુંજ નહી પણ જો કમીશનરને વાજબી લાગે તો તે વધુ એવી ફરજ પાડી શકે કે, જરૂર હોય તો તુરતજ, કે નહી તો તોડી પાડવાની અગાઉ કે સમારવાની અગાઉ, આવજા કરતાં લોકની સલામતીને ખાતર, બરાબર રીતે વાડ કે કઠેરો ભરી લે અને બીજી જરૂર જોગી ગોઠવણ કરે.

## સરવેયર તથા પલમબરને પરવાના આપવાની સતા.

મયુનીસીપલ કાયદામાં અમુક ચીજ પરવાનેદાર સરવેયર ( Licensed Surveyor ) અને અમુક ચીજ પરવાનેદાર નળ બેસાડનાર ( Licensed Plumber ) ને હાથેજ થવી જોઇયે એમ ફરમાવયું છે. એ કારણસર સરવેયર અને પલમબરને પરવાના આપવાની સતા કમીશનરને આપેલી છે. દરેક પરવાનો વરસ દહાડાનો હોય છે અને દર વરસે નવો પરવાનો લેવો પડે છે. કમીશનરની એ સતા ઉપર કેટલોક આંકોશ મુકયો છે.

જો કોઇ ઇજનેરી કામની સનદ ધરાવનાર ( Licenciate of Civil Engineering ) કે તેટલીજ હુશીઆરી દેખાડનાર ઇજનેરી પરીક્ષા પસાર કરી આવેલો આસામી પરવાનો માગે, ને કમીશનર તેને પરવાનો આપવા ઇચ્છતો નહીં હોય, તો સટેનડીંગ કમીટી આગળ તે બાબદ તેણે લાવવી પડે, અને તે આસામીની નાલાયકાત, ગેરવરતણુક, અથવા બીજું ગંભીર કારણ દેખાડવું પડે, ને સટેનડીંગ કમીટી બહાલી આપે તોજ પરવાનો આપવાની કમીશનર ના પાડી શકે, નહીં તો પરવાનો આપવોજ પડે.

જો કોઇ સરવેયર કે નળ બેસાડનાર પરવાનો માગે, ને કમીશનર તે નહી આપે, ને પેલો શખસ કમીશનરને અરજ કરે કે નહી આપવાનાં કારણુ જણાવવાં, તો કમીશનરની ફરજ છે કે કાંઇપણ દામ લીધા વગર તેનાં કારણો પોતાની સહી સાથે લખી આપવાં.

પરવાનેદાર સરવેયર તથા નળ બેસાડનારાઓએ શી રીતે કામ કરવું તે સા

૩ વખતો વખત સટેનડીંગ કમીટી પ સંદ કરે એવા નીયમો કમીશનર ઘડી શકે. અને એવા જે નીયમ ઘડયા હોય તે દરેક પરવાનાની પછવાડે લખવા જોઇયે.

વળી પરવાનેદાર નળ બેસાડનારને મયુનીસીપલ કાયદામાં ફરમાવેલાં કામ સારૂ ફી કે દામ શું આપવું તે નકી કરવાની સતા સટેનડીંગ કમીટીને છે. એમ નકી કરેલા ફી કે દામથી વધારે કોઇ નળવાળાથી મંગાય નહીં. જો વધારે માગે તો રૂ૨૦ સુધી તેને દંડ થાય.

વળી જો નળવાળો પોતાનું કામ સંભાળ વગર કે બેદરકારીથી કરે, અથવા એવું કામ કરવામાં ખરાબ માલ કે સામાન વાપરે, તો તે સારૂ પણ તેને રૂ૨૦ સુધી દંડ થાય.

## મયુનીસીપલ અગની લશકર.

કારપોરેશનને માથે નાખેલી ફરજોમાંની એક એ છે જે ગામમાં કોઇ પણ ઠેકાણે આગ લાગે તો તે બુજાવી નાખવાની તથા આગ વરાળથી લોકના જાનમાલની સલામતી સાચવવાની સઘળી ગોઠવણો રાખવી. એ ફરજ બજાવવા બની આવે માટે કમીશનરને ફરમાવયું છે જે તેણે પુરતા આગવાળાઓ તથા તેઓ ઉપર ઉપરીપણું કરનાર જોઇતા અમલદારોની એક ફોજ રેકવી, જેને મયુનીસીપલ અગની લશકર ( Municipal Fire Brigade ) નું નામ આપવું, અને તેમને પોતાની ફરજ બરાબર રીતે બજાવવા સારૂ જેટલા જરૂર હોય તેટલા આગ હોળવવાનાં ઇનજીનો, બુંબા, સીડીઓ, ઘોડા, હથીયાર, તથા ઓજારો પુરા પાડવાં. એ અગની લશકરને કેળવવા કવાયદ આપવા અને સારી ચાલ ચલાવવા સારૂ, તથા જ્યારે પણ આગની બુમ પડે તયારે પોતાનાં ઇનજીનો તથા બીજા ઓજારો સાથે તાબડતોબ હાજર થવા સારૂ, તથા પોતાને હમેશ હુશીયારીભરેલી હાલતમાં રાખવા સારૂ જરૂરજોગ કાનુનો વખતો વખત કમીશનરે ઘડવા એવું ફરમાવયું છે.

જો કોઇ પણ ઠેકાણે આગ લાગી તો અગની લશકરના વડા અમલદારે, ( કમીશનર વખતો વખત એ બાબદ જે હુકમો આપે તેને અનુસરીને ) જે કોઇ મયુનીસીપલ અમલદારો અથવા નોકરો આગની જગયાએ હાજર હોય તેમની, તથા બીજા કોઇ પણ માણસો પોતાની ખુશીથી મદદ આપવા માગે તેમની સરદારી પોતે લેવી.

જો કોઇ માણસો વચમાં ધુસી અગની લશકરના કામને હરકત કરતા હોય ને તેમને તયાંથી કાઢવાની જરૂર હોય, તો તે અમલદાર તેમને કાઢી શકે, કે પોતાના હાથ હેઠળના આગવાળા કે બીજા માણસ પાસે તેને કઢાવી શકે.

જાનમાલની સલામતી માટે જે કાંઇ ઇલાજ લેવા પડે તે તે અમલદાર લઇ શકે, અને તેને સતા છે કે આગ હોળવવા સારૂ કોઇ ઘરમાં દાખલ થવાની કે તેમાં ભાગ ફોડ કરવાની કે તેને તોડી પાડવાની કે તેનો કબજો લેવાની જરૂર પડે તો તેમ તે કરે, પણ જેમ બને તેમ ઓછી નુકસાની થાય તે રીતે બધું કામ કરવું.

પાણી પુરતું નહી હોય કે તેનો જોસ પુરતો નહી હોય તે વધારવા સારૂં કોઇ પણ જીલ્લાના નળ બંધ કરવાની સતા પણ તે અમલદારને આપેલી છે, તેમજ વળી તેને જરૂર લાગે તો તે કોઇના પણ કુવા કે તળાવનું પાણી આગ ઓળવવાનાં કામમાં લઇ શકે.

અગની લશકરને આગ બુજાવવાનાં કામમાં મદદ કરવાની ફરજ દરેક પોલીસ અમલદાર તથા દરેક મયુનીસીપલ અમલદાર તથા નોકરને માથે નાખેલી છે. કામ પડે તો આગવાળા કે તેની પડોશના મોહોલાનો આવજા તેઓ બંધ કરી શકે, અને અગની લશકરના કામમાં હરકત કરનાર કોઇ પણ માણસને તયાંથી દુર કરી શકે.

કોઇએ પોતાની મીલકતનો આગનો
વીમો ઉતરાવયો હોય ને તે મીલકત બ
ળી જવાથી જેમ વીમાના પઇસા મળે,
તેમજ જો આગ બુજાવતાં મીલકતને
કાંઇ ભાંગફોડ કે બીજું નુકસાન આ
ગવાળા કે પોલીસ કે મયુનીસીપલ મા
ણસોને હાથે થયું હોય તો તે નુકસા
નીના પઈસા પણ તેને વીમાવાળા તરફ
થી મળે એવી એક ખાસ કલમ કાય
દામાં નાખી છે. વીમાવાળાથી એમ ન
હીં કહેવાય કે અમે આગનો વીમો ઉ
તારયો છે, ને ઘર તો કાંઇ આગથી બા
ળી ગયું નથી. જે બીજી નુકસાની આગ
બુજાવતાં કરવી પડી હોય તે પણ આ
ગનીજ નુકસાની દાખલ ગણાય,

શેહેરમાં દરેક આગ લાગે તેના રીપો
રટ અગની લશકરના વડાએ આગ પછી
ના બીજા દીવસ સુધીમાં કમીશનરને
કરવા જોઇયે. આગ વીશે વધુ ચોકાસી
કરવી પડે તો તે કમીશનરે કરવી, અને
શેહેરમાં જેટલી આગ લાગે તેનો કોઠો
તઇયાર કરાવી, કમીશનરે દર અઠવાડીયે
સટેનડીંગ કમીટી આગળ રજુ કરવો.

## રસતા સાફ કરવા વીશે.

શેહેરના સઘળા રસતાપરનો દરરોજ
કચરો કહડાવી તેમને સાફ રાખવા સા
રૂ તથા રસતાપરનો તેમજ લોકના ઘર
માંથી જમા થયલો કચરો લઈ જ
વા સારૂ ઘટતો બંદોબસત કરવાની ફર
જ કમીશનરને માથે નાખેલી છે. વાંચ
નાર જાણે છે તેમ, નરક, ગલીચી અને
કચરો પણ કેટલીક રીતે કામમાં આવી
શકે છે ને તેની કીમત થાય છે, અને
ઘેરઘેર અને રસતે રસતેથી જમા કીધે
લાં નરક, ગલીચી ને કચરાપર કોઇનો
દાવો પુગી શકે નહી તેથી મયુનીસીપ
લ કાયદામાં નકી કરયું છે જે મયુની
સીપલ નોકરોએ કે કનટરાકટરોએ એ
વું જે કાંઇ જમા કરયું હોય તે કોર
પોરેશનની મીલકત થાય.

સગવડભરેલી જગયાઓએ ધુળ, રા
ખ, કચરો, પુંજો નરક, ગલીચી અને
મુવેલાં જાનવરોનાં મુડદાં વગેરે જમા
કરવા સારૂ તથા તેનો નીકાળ કરવા સા
રૂં કમીશનરે ગોઠવણ કરવી જોઇ
યે, પણ એવી ચીજોનો નીકાળ કરવા
સારૂ કાંઇપણ નવી જગયા કમી
શનર નકી કરવા માંગે તો તેમ કરવા
અગાઉ કોરપોરેશનની બહાલી મેળવવી
જોઇયે, અને કોરપોરેશને બહાલી આ
પી હોય તે છતાં સરકારને ઠીક નહી લા
ગે તો સરકાર તે જગયા રદ કરાવી શકે.

## ખાલી પડેલાં કે બેદરકારીથી નાખી મુકેલાં ઘર.

કોઇ ઘર ખાલી પડેલું હોય કે દેખ
રેખ વગર નાખી મુકેલું હોય, ને તેથી
લુચા લફંગા લોક તેમાં ભરાતા હોય,
કે કમીશનરના મત પ્રમાણે તે એક
પીડા સમાન થઇ પડયું હોય, તો જો
ઇતી પરપુછ કરવા પછી કમીશનર તે
ઘરના ધણીને નોટીસ આપે કે તે ઘર
પર બરાબર કબજો કે દેખરેખ રાખી
તેને દુશટ કારણસર વપરાતું અટકાવવું

જો કમીશનરને માલમ પડે કે કોઇ
મીલકતપર નુકસાનકારક ઝાડપાળો એક
દમ વધી ગયો છે, કે તે મીલકત ગલી
ચ હાલતમાં છે, કે તે ઉઘાડી પડવાને
લીધે લોક તયાં જઇ ગલીચી કરે છે
કે બીજી રીતે આસપાસ રહેનારાઓને
પીડા સમાન થઇ પડે છે, તો તે
ઘરના ધણી કે કબજેદારને લખેલી
નોટીસ આપી તેને સાફસુફ કરાવવાની,
કે સટેનડીંગ કમીટીની બહાલી મેળવી
બીજો બંદોબસત કરાવવાની, તે ફરજ
પાડી શકે, અગર જો કમીશનરની
નોટીસ પ્રમાણે બંદોબસત નહીં કરયો
હોય તો ઘરવાળાને રૂ૫૦ (પચાસ)
સુધી દંડ થાય, અને દંડ થવા છતાં
જો ઘટતું નહીં કરયું હોય તો દર
રોજ રૂ૫ નો વધુ દંડ થાય.

પણ જો ગલીચીનું કારણ કોઇ મયુ
નીસીપલ ગટરના વહેવાનું કે તેની કાં
ઇ ખામીનું હોય, તો તે મીલકત સાફ

કરાવવાની ફરજ કમીશનરને પોતાને માથે રહે.

### માણસના વપરાસને નાલાયક ઘરો.

જો કોઇ કારણસર કમીશનરને માલમ પડે કે કોઇ મીલકત માણસના વસવાટને લાયકની નથી તો તે ચીફ પ્રેસીડનસી માજીસ્ત્રેટને અરજ કરે કે માણસના વસવાટ સારૂ તે મીલકત વપરાતી તે બંધ કરાવે. માજીસ્ત્રેટ જોઇતી ચોકાસી કરી લખેલો હુકમ આપી તે મીલકત એ રીતે વપરાતી બંધ કરે કે બીજો જે ઘટતો હુકમ તેને વાજબી લાગે તે આપે.

જયારે એ રીતે મીલકત વાપરવાની મનાઇ થઇ હોય તયારે તેના ધણી કે કબજેદારે તેમાં માણસનો વસવાટ થવા દેવો નહી, સીવાય કે જયારે કમીશનર લખીને ખાતરી આપે કે જે કારણોસર તે માણસના વપરાસને નાલાયક ગણી હતી તે કારણો મનપસંદ રીતે દુર થયાં છે, અથવા તો ચીફ પ્રેસીડનસી માજીસ્ત્રેટ લખેલો હુકમ આપી કરેલી મનાઈ પાછી ખેંચી લે તો. મનાઈ છતાં જો માણસનો વસવાટ થવા દીધો હોય તો રૂ૫૦૦ સુધીના દંડની સજા કાયદામાં ફરમાવી છે.

### ગીચોગીચ વસતીવાળાં ઘરો.

જો કમીશનરને એવું માલમ પડે જે માણસનાં રહેઠાણ સારૂ વપરાતી કોઇ ઇમારતમાં એટલી ગીચ વસતી ભરેલી છે કે તેમાં વસનાર માણસોની તનદરોસતી ને ધાસતી પુગે, તો એવી ગીચ વસતી અટકાવવા સારૂ તે ચીફ પ્રેસીડનસી માજીસ્ત્રેટને અરજ કરે, અને માજીસ્ત્રેટ જોઇતી તજવીજ કરવા પછી હુકમ આપે કે પેલી ઇમારતના ધણીએ તેને આપેલી વાજબી મુદતની અંદર (જે મુદત ઘણામાં ઘણી ૬ અઠવાડયાનીજ હોઇ શકે) તે ઘરની ગીચ વસતી ઓછી કરવી; અથવા ગમે તો માજીસ્ત્રેટ બીજો, તેને વાજબી લાગે તેવો, હુકમ આપે. જો ઇમારતના ધણીએ કોઇ બીજા ધણીને ઇમારત ભાડે આપી હોય, ને તેણે તેમાં ભાડુત કે ઉતારૂ રાખ્યાં હોય, તો માજીસ્ત્રેટ પોતાનો હુકમ બીજા ધણીને આપી શકે. માજીસ્ત્રેટના એવા હુકમ પ્રમાણે જોઇતું કીધું ન હોય તો રૂ૨૦૦ સુધીનો દંડ થાય. વળી ઘરધણી ભાડુતને કાઢવા માગે અને ભાડુત જાય નહીં તો તેને પણ રૂ૨૦૦ સુધી દંડ થઇ શકે.

### રોગજનક ઝુપડાં તથા છપરો.

જો કમીશનરનું એવું મત હોય કે કોઇ ઝુપડું કે છપર, જે માણસના રહેઠાણ દાખલ અથવા તબેલા દાખલ અથવા બીજા કોઇ પણ કારણસર વપરાતું હોય, તે, પુરતી ઉભરણી રનહી હોવાને લીધે, ગટર વગેરે બરાબર બનાવેલી નહી હોવાને લીધે, કે તેમાંથી ગલીચી સાફ કરાવવાનું બને નહી તેમ તે બાંધેલું હોવાને લીધે, અથવા તે બીજા ઝુપડાં તથા છપર સાથે ગીચોગીચ આવી જવાને લીધે, તેમાં કે તેની પડોશમાં રહેનાર લોકની સુખાકારી બગડે તેવું છે, અથવા કાંઇ પણ કારણ સર લોક સુખાકારી કે સલામતીને ધાસતી ભરયું છે, તો લખેલી ચેતવણી આપી તે ઝુપડાં કે છપરના ધણીને કે કબજેદારને, અથવા તે હાથમાં નહી આવે તો જે જમીનપર ઝુંપડું કે છપર બાંધયું હોય તે જમીનના ધણીને તે ફરજ પાડી શકે કે તેણે તે ઝુપડું કે છપર કહાડી નાખવું, કે તેમાં ફેરફાર કરવો, અથવા બીજું જે કાંઇ કમીશનર જરૂર જોગું ધારે તે તેના સુધારા અરથે કરવું. જે ધણીને નોટીસ મળી હોય તે જો ફરમાવેલુ કામ નહીં કરે તો રૂ૫૦ સુધીના દંડનો તે જોખમદાર થાય, ને એક વખત એ બાબદસર તકસીરવાર ઠરયા પછી પણ કામ નહીં કરે તો માજીસ્ત્રેટ તેને તે કામ કરે તયાં સુધી દરરોજ રૂ૫ ના દંડની સજા કરી શકે.

### ખાબોચીયાં વગેરે પુરાવવાની સતા.

જો કમીશનરના મત પ્રમાણે કોઈ ખાબોચીયું, ખાઇ, નાળું, તળાવ, ખાણ, ખાડો, કુવો, નીચી જમીન કે સથીર પાણી લોકને પીડા સમાન થઇ પડે તેવી હાલતમાં હોય, તો, સટેનડીંગ કમીટીની બહાલી મેળવી, લખેલી નોટીસ આપી, તેના ધણીને તે ફરજ પાડી શકે કે તે સાફ કરાવવું, ખાલી કરાવવું, પુરી નાખવું, કે કાઢી નાખવું, અથવા બીજું જે કાંઇ જરૂરજોગું હોય તે કરવું. કમીશનરના ફરમાવવા પ્રમાણે નહીં કરયું હોય તો રૂ૫૦ સુધીનો દંડ થાય, ને ત્યાર પછી પણ તે ફરમાવેલું કામ નહી કરયું હોય તો દરેક દીવસ સારૂં રૂ૫ નો દંડ ચાલુ રહે, તે જ્યાં સુધી કામ કરે ત્યાં સુધી.

### ખાણ ખોદાતી અટકાવવા, ઝાડી કપાવવા, વગેરેની સતા.

પથરની ખાણ ખોદવાથી કે કોઇ જગાએથી પથર માટી વગેરે લઇ જવાથી લોકને પીડા થાય એવું હોય, કે લોક સલામતીને ધાસતીભરયું માલમ પડે, અથવા તો કોઇ પણ ઠેકાણે ઝાડી કે કાંટાની વાડ કે ઝાડપાલો વધી ગયલો હોય ને તેથી નુકસાન થાય તેવું હોય, અથવા કાંઇ ઝાડ કે ઝાડી પડી જવાથી લોક સલામતીને નુકસાન થાય એમ હોય કે રસતો બંધ થઇ જાય એવું હોય, તો તેનો પણ ઇલાજ ઉપર માફક કરવાની કમીશનરને સતા આપેલી છે, ને કમીશનરનાં હુકમનો અનાદર કરવા બાબદ સજા ફરમાવેલી છે. ઝાડને લગતી તો કમીશનરને એટલે સુધી સતા છે જે એવું ધાસતીભરયું ઝાડ તેના ધણીને પુછયા વગર તે પોતે ગમે તો કપાવી નાખે, ને કપાવવાનો ખરચ તે ધણીએ આપવો પડે.

### જાનવરોને રાખવા તથા કાપવા તથા તેમનાં મુદડાંનો નીકાળ કરવા બાબદના કાનુનો.

તમે વાંદરે કે અંદેરી કે બીજે ઠેકાણે જાઓ તો ત્યાં જે ઠેકાણે ફીરંગી લોકનો વસવાટ હોય ત્યાં ડુકરો ગલીએ ગલીએ રખડતાં જણાય છે તેમ મુંબઇમાં જણાતાં નથી. તેનું કારણ એ કે મુંબઇમાં કાયદો એવો છે જે, કમીશનરની લખીત પરવાનગી વગર, ને તે પરવાનામાં જે રીતે ફરમાવયું હોય તેથી જુદી રીતે, કોઇથી પણ શેહેરના કોઇ પણ ભાગમાં ડુકર રાખી શકાય નહીં. જો કોઇ ડુકર રખડતું માલમ પડે તો તેનો તુરત નાશ કરવાની સતા છે, ને તેના મુડદાંનો કમીશનર ફરમાવે તેમ નીકાળ થાય, ને તેના બદલ કાંઇ પણ નુકસાની માગી શકાય નહીં.

વળી કોઇ પણ જાનવર ઘરમાં એવી રીતે નહીં રખાય કે કોઇ પણ ધણીને તે પીડા સમાન થઇ પડે કે તેની સલામતીને ધાસતીભરયું થઇ પડે.

કોઇ પણ જાનવરને નરક, લીદ, છાણ, તબેલાનો કચરો, કે બીજી ગલીચી ખવાડવાની કે ખાવા દેવાની પણ મનાઇ છે.

ઉપલી ત્રણે બાબદનો વાંક કોઇપર પુરવાર થાય તો રૂ૫૦ સુધીનો તેને દંડ કરવાની સતા માજીસ્ત્રેટે આપેલી છે.

કોઇ મીલકતપર કોઈ જાનવર મરી ગયું હોય તો તેના કબજેદારની, કે રસતાપર કે ખુલ્લી જગયાપર જાનવર મરી ગયું હોય તો તે જાનવર જેના કબજામાં હોય તેની ફરજ છે જે તેના મરણ પછી ત્રણ કલાકની અંદર, અથવા મરણ રાતના થયું હોય તો સુરજ ઉગવા પછી ત્રણ કલાકમાં, કમીશનરે એ બાબદસર નકી કરેલી જગયાએ તેનું મુડદું પોતે મોકલી આપવું અથવા તનદરોસતીખાતાંના કોઇ અમલદારને ખબર કરવી કે તે મોકલી આપે. એ બાબદમાં ગફલતી કે બેદરકારી કીધી હોય તો રૂ૧૦) સુધીના દંડની સજા છે.

એ રીતે મુવેલાં જાનવરને તનદરોસતી ખાતા મારફતે ઠેકાણે પાડયું

હોય તો તે કારણસર કમીશનરે જે ફી ઠરાવી હોય તે ફી તે જાનવરના ધણીએ આપવી પડે; પણ જાનવરનો ધણી કોણ છે તે ખબર નહીં હોય તો જે મીલકતપર તે જાનવર મરી ગયું હોય તેમાં રહેનાર ધણીએ અથવા જેને કબજે તે જાનવર હતું તે ધણીએ ફી આપવી પડે.

## લોકને નહાવા, કપડાં ધોવા વગેરેનો બંદોબસત.

દરીઆ કીનારાના અમુક ભાગો અથવા બીજી લાયક જગયાઓ, જે કોરપોરેશનને કબજે હોય તે, વખતો વખત, લોકને નહાવા સારૂ, કે પોતાનાં જાનવર ધોવા સારૂ, કે કપડાં સુકાવવા સારૂ કમીશનર જુદા પાડી નેમી શકે. એટલુંજ નહી, પણ કોરપોરેશનને કબજે નહીં હોય તેવો દરીઆનો કીનારો કે બીજી જગયા એવાં કોઇપણ કારણસર વાપરવાની કમીશનર મનાઇ પણ કરી શકે. એવી નેમેલી જગયા કેમ વાપરવી તે વીશે કમીશનર કાનુનો કરી શકે, અને એ કાનુનોમાં નકી કરવા પ્રમાણેજ તે જગયાઓ નહાવા ધોવા સારૂ વાપરી શકાય, ને જો તેમ નહીં કરયું હોય તો તેને માટે સજા ફરમાવેલી છે.

અગર જો કોઇએ પાણીની અંદર કાંઇ ગંદીલું કે રોગીશટ જાનવર કે બીજી કાંઇ ચીજ નાખી હોય, જેથી તે પાણી નુકસાનકારક થઇ પડે, કે કોઈ ઉડતા કે ગલીચ રોગવાળો માણસ કોઈ કુવા, તળાવ, હોજ, ટાંકી, નળ, કે ફુવારાની અંદર કે બાજુએ પોતાનું આંગ ધોએ, તો તે માટે પણ સખત સજા કાયદામાં ફરમાવી છે.

## કારખાના વગેરેનો બંદોબસત.

કોઇ પણ ઘરમાં કાંઇ નવું કારખાનું કાઢવું હોય, જેમાં વરાળ, પાણી, કે બીજું સાંચાનું બળ વાપરવું હોય, તો પહેલાં કમીશનરની લખેલી પરવાનગી મેળવવી જોઇયે. એવી પરવાનગી કોઇ માંગવા આવે અને તપાસ કરતાં કમીશનરને માલમ પડે જે તે બાજુ ઘણી ગીચ વસતી હોવાના કે બીજાં કારણસર કારખાનું ઉંઘાડવું વાંધાભરેલું થઇ પડશે, તો કમીશનર પરવાનગી આપવાની ના પાડી શકે. પરવાનગી મેળવવા વગર કોઇએ કારખાનુ ચાલુ કીધું હોય તો તેને રૂ1000 સુધી દંડ કરવાની સતા માજીસ્ત્રેટને આપી છે.

## કારખાનાઓમાંથી નીકળતો ધુમાડો.

કારખાનાવાળાઓને માથે એક અગતયની ફરજ એ નાખેલી છે જે દરેક કારખાનાવાળાએ એવી જાતની ભઠી વાપરવી નહીં અથવા એવી બેદરકારીથી પોતાની ભઠી વાપરવી નહીં કે તેમાંથી નીકળતો ધુમાડો બને તયાંસુધી તેમાંજ ભસમ નહીં થાય અગર જો એમ નહીં કીધું હોય તો જે ઘરમાં તે ભઠી હોય તેના ધણી કે કબજેદારને અથવા તેની દેખરેખ કરવા સારૂ જે માણસ ( Manager ) રાખયો હોય તેને અથવા ધણીના આડતીયા (Agent) ને પહેલા વાંક સારૂ રૂ100 સુધી દંડ થાય અને તયાર પછીના દરેક વાંક સારૂ તેની આગળના વાંક સારૂ જેટલી દંડની હદ હોય તેથી બમણા સુધી દંડ થાય. મતલબ એ કે પહેલા વાંક સારૂ દંડની હદ રૂ100 ની, બીજા સારૂ રૂ200 ની, ત્રીજા સારૂ રૂ400 ની એ રીતે દર વખતે આગળ કરતાં બમણી.

એ કાયદો આગગાડીનાં કે રસતાનાં રોલરનાં ઇનજીનોને લાગુ પડતો નથી. તેમ જો નહોત તો રેલવે કંપનીને તથા ખુદ મયુનીસીપાલીટીને દંડ ભરવા પડતે.

અવારનવાર એ કાયદાના ભંગ સારૂ મીલવાળાઓને મયુનીસીપાલીટીએ પોલીસ કોરટમાં ઘસડયા છે, ને દંડ કરાવયો છે. ઘણાઓનું એવું મત છે જે એ કાયદો મયુનીસીપલ કમીશનર જેટ

લા જોઇએ તેટલા અમલમાં મુકતા નથી, ને જો મુકે તો મુંબઇના આકાશ પર જે ગીચ ધુમાડાનું મોટું છતર અવારનવાર જોવામાં આવે છે તે ઓછું ગીચ દેખાય. વાંચનાર જોશે કે કારખાનાના ધણી તેના એજંટ તથા તેના મેનેજર એ સરવને એક સરખી રીતે જોખમદાર કરેલા છે.

### કારખાનાઓ વગેરેપર વધુ દેખરેખ.

જયારે પણ કમીશનરને એવું માલમ પડે કે કોઇ કારખાનું, ભઠીઆરખાનું અથવા બીજી કોઇ એવી જગયા, જયાં વરાળ, પાણી કે બીજાં યાંત્રીક બળથી કામ ચાલતું હોય, તે સફાઇદાર હાલતમાં રાખવામાં આવતું નથી, અથવા તેમાં હવાનો આવજા પુરતો નહીં હોવાને લીધે તેમાંથી નીકળતી ગેસ, વરાળ, ધુળ કે બીજી જે અસવચછતા કામ કરતાં પેદા થતી હોય તેનો નુકસાનકારક ગુણ જતો રહે તેમ નથી, અથવા તેમાં કામ ચાલે તે વખતે એટલાં લોક જમા થાય છે જે તયાં કામ કરનાર લોકની તબીયતને નુકસાન થાય એમ છે, અથવા તેમાં મુકેલું ઇનજીન કે સંચો વગેરે એવી રીતે ગોઠવેલાં છે કે કોઇના અંગને કે જીવને જોખમ પુગે તેમ છે, તો કમીશનર લખેલી ચેતવણી આપી, તે કારખાનાં વગેરેના માલેકને ફરજ પાડે કે, જે ખામીભરેલું હોય તે તેણે દુરસત કરાવી નાંખવું. કમીશનરના માગવા પ્રમાણે નહીં કરયું હોય તો રૂ૨૦૦ સુધી દંડ થાય, અને એક વખત તકસીરવાર ઠરવા પછી પણ નહીં કરયું હોય તો દરરોજનો રૂ૧૦૦ સુધી દંડ ફરમાવી શકાય.

### વરાળની સીસોડી સારૂં કમીશનરની પરવાનગી.

કોઇ કારખાનામાં કે બીજે ઠેકાણે માણસોને તેડવા કે છોડવા સારૂ વરાળની સીસોડી કે ભુંગળું વગાડવું હોય તો કમીશનર પાસેથી લખેલી પરવાનગી મેળવવી જોઇયે. એવી પરવાનગી કમીશનરે આપી હોય ને તે રદ કરવાની જરૂર જણાય તો એક માસની આગમજથી ચેતવણી આપી કમીશનર પરવાનગી પાછી ખેંચી લે.

### પરવાના વગર કેટલાક ધંધા થઇ શકે નહીં.

નીચે લખેલાં કારણો સારૂ કોઇ મીલકત વાપરવી હોય તો કમીશનર પાસેથી પરવાનો મેળવવો જોઇયે, અને તે પરવાનામાં લખેલી સરતો પ્રમાણે ચાલવું જોઇયે.

(૧) ધાતુઓ ગાળવાનું કામ.

(૨) ઇંટ કે નળીયાં બનાવવાનું કામ.

(૩) કાગળ, રેશમ, કુંભારનાં વાસણ, તથા ગુલી કે બીજા રંગનાં કાપડ. બનાવવા, દબાવવા, સાફ કરવા, કે તેની ગાંસડી બાંધવાનું કામ.

(૪) સાહી, હાડકાં, મીણબતી, કાથો, રૂ કે રૂનો કચરો, ફટાકડા, બંદુકનો કે સુરંગનો દારૂ, જાનવરનાં ચામડાં, શીંગડાં, ખરી, બાલ, કેરોસીન તેલ, ટરપેનટાઇન, ચીથરાં, સાબુ, ઉન, માચીસ, ચુનો, સણ, ચરબી, માછલી, ખાતરવગેરે બીજી કેટલીક જણસો બનાવવાનું, તઇયાર કરવાનું સાફ કરવાનું, દબાવવાનું, તેની ગાંસડી બાંધવાનું કે તેને ભરી રાખવાનું કામ.

(૫) કાંઇ પણ કારણ, જે કમીશનરના મત મુજબ, જીવને, તંદરોસતીને કે મીલકતને જોખમભરયું હોય, અથવા પીડા થઇ પડે તેવું (Nuisance) હોય.

(૬) ઘોડા, ગાય ઢોર કે બીજાં ચોપગાં જાનવર વેચવા કે ભાડે ફેરવવા કે તેમનું દુધ વગેરે વેચવા સારૂ રાખવા માટે.

(૭) ઇમારતનાં કે બાળવાનાં લાકડાં કોલસા, રાખ, ઘાસ કે બીજી જલદી સળગી જાય તેવી ચીજ ભરી રાખવા કે વેચવા માટે ઘરના વપરાસ સારૂં

એવી ચીજ ભરી રાખી હોય તો તેનો પરવાનો લેવો નહી પડે.

ઉપલાં કારણો સારૂ કોઇ મીલકત વાપરવાનો પરવાનો જે કોઇ ધણીને કમીશનરે આપયો હોય તેની ફરજ છે જે, તે મીલકતના કોઇ દેખાવમાં હોય તેવા ભાગ ઉપર એક પાટીઉં મારવું, જેના ઉપર અંગ્રેજીમા, તથા ગુજરાતી કે મરાઠી કે ઉરદુ એ ત્રણમાંની કોઇ પણ એક ભાશામાં (એટલે બધી મળી બે ભાશામાં) બરાબર વાંચી શકાય તેવી રીતે નીચલી વીગતો લખવી.

(૧) પરવાનેદારનું નામ.

(૨) શું કારણુસર પરવાનો મળેલો છે, તથા તેમાં શું સરતો તથા હદ સુધી છે.

(૩) પરવાનાને તથા તેની સરતોને લગતી બીજી જે વીગતો વખતો વખત કમીશનર ફરમાવે તે.

ઉપર લખેલાં કારણો સારૂ મીલકત વાપરવા પરવાનો નહીં મેળવયો હોય કે મેળવયા પછી તેમાં લખેલી સરતોનો ભંગ કરયો હોય તો તે સારૂં કાયદામાં રૂ૫૦૦) સુધીના દંડની સજા ફરમાવી છે. એક વખત તકસીરવાર ઠરવા છતાં પરવાનો નહીં મેળવવા કે તેની સરત તોડવા સારૂ દરરોજનો રૂ૫૦ સુધીનો દંડ થાય. પાટીઉં નહીં મારવા સારૂ પહેલો દંડ રૂ૨૦ સુધીનો છે ને તયાર પછી દરરોજનો રૂ૫ સુધી.

### કમીશનરને દાખલ થવાનો હક.

ઉપર લખેલી બાબદો સારૂ વપરાતા કોઇપણ ઘરમાં અને કાંઇ ધંધાને સારૂ ભઠી વપરાતી હોય એવા કોઇપણ ઘરમાં, તેમજ કોઇપણ પદરખાનામાં, કોઇ પણ વખતે, દીવસે કે રાતે, ચેતવણી આપવા વગર ગમે તયારે કમીશનર દાખલ થઇ શકે ને પોતાની ખાતરી કરી લે કે, મયુનીસીપલ કાયદા કાનુનોનો કાંઇ ભંગ થાય છે કે નહી, કે પોતે કાંઇ પરવાનો આપયો હોય તો તે પરવાનાની સરવે સરતો પાળવામાં આવે છે કે નહી, અથવા કાંઇ પીડાકારક બાબદ તયાં બને છે કે નહીં.

એ રીતે દાખલ થવાથી કોઇને કાંઇ નુકસાન થાય અથવા દાખલ થવામાં કાંઇ જબરદસતી વાપરવી પડી હોય તેથી નુકસાન થાય તો તેનો બદલો મળવી શકાય નહી. પણ દાખલ થવામાં જબરદસતી કયારે વપરાય કે જયારે માનવાને કારણ હોય કે મયુનીસીપલ કાયદા કાનુનો સામે કાંઇ ગુનાહ કોઇ ઠેકાણે થાય છે.

### ધોબીઓએ કપડાં ધોવા વીશે બંદોબસત.

કમીશનર નેમે તેજ જગયાઓપર ધોબીઓથી કપડાં ધોવાય. જાહેર ચેતવણી આપી, કમીશનર તેમને બીજે ઠેકાણે કપડાં ધોતાં અટકાવી શકે. જયારે કમીશનરે એ રીતે ચેતવણી આપી નેમેલાં ઠેકાણાઓ સીવાય બીજે ઠેકાણે કપડાં ધોવાની મનાઇ કરી હોય તયારે કોઇ પણ શખસ જેનો ધંધો કપડાં ધોવાનો હોય તે તેવી જગયાએ કપડાં ધોઇ શકે નહી. સીવાય કે તે પોતે પોતાનાજ કપડાં ધોતો હોય અથવા તો તે જગયાના વસનાર કે ધણીને સારૂ ધોતો હોય. અગરજો કોઇ શખસે આ બાબદમાં કાયદા વીરૂધ કામ કરયું હોય તો તેને રૂપીઆ ૨૦) સુધીનો દંડ પહેલા વાંક સારૂ થાય ને તયાર પછી દરેક દીવસ સારૂ રૂ૫)નો દંડ થઇ શકે. તમે તમારા બંગલામાં ધોબી રાખી ધોવાડો તો તે સારૂ વાંધો નહી લેવાય. તેમજ કોઇ પણ માણસ પોતાના ઘરનાં કપડાં પોતાને ઘેર ધુએ તો તે સારૂં પણ વાંધો નહી લેવાય.

લાયક જગયાઓએ ધોબી ખાતાંઓ રાખવાનું કમીશનરને ફરમાવયું છે. તયાં ધોબીઓ પોતાનું કામ કરી શકે એવાં ધોબીખાનાઓ વાપરવા સારૂ, સટેનડીંગ કમીટીની પસંદગી મળવી, કમીશનર ફી નકી કરે.

## મારકીટો તથા કસાઇખાનાંઓની ગોઠવણ.

મારકીટ તથા કસાઇખાનાં બે જાતનાં હોઇ શકે, એક મયુનીસીપલ, અને બીજાં ખાનગી. મુંબઇમાં મારકીટ બે ઉ જાતની છે; એટલે કે કેટલીક મયુનીસીપાલીટીની પોતાની અને કેટલીક ખાનગી આસામીઓની. મુંબઇનું મુખ્ય કસાઇખાનું તો વાંદરે આવેલું છે, અને તે મયુનીસીપાલીટીનું પોતાનું છે. ધોબીતળાવપર એક નાનું કસાઇખાનું આવયું છે તે સીવાય મુંબઇમાં મયુનીસીપલ કે ખાનગી કસાઇખાનાં બીલકુલ નથી. ખાનગી મારકીટ તથા કસાઇખાનાંઓપર મયુનીસીપલ દેખરેખ હોય છે. મયુનીસીપલ કસાઇખાનું શહેરની અંદર રાખી શકાય કે શહેરની બહાર પણ રાખી શકાય, પણ શહેર બહાર રાખવું હોય તો તે સારૂ સરકારની બહાલી લેવી પડે.

## મયુનીસીપલ મારકીટ તથા કસાઇખાનાં.

નવી મયુનીસીપલ મારકીટ કે નવું મયુનીસીપલ કસાઇખાનું સથાપવું હોય, કે જુનાને વધારવું હોય, તો કોરપોરેશનની બહાલી લઇ તે સારૂ જોઇતું ઘર કે જમીન કમીશનર ખરીદી શકે કે બાંધી શકે કે ભાડે લઇ શકે, ને તેમાં જરૂરજોગી સરવે ગોઠવણ કરી શકે.

અગર જો કોઇ મયુનીસીપલ મારકીટ કે કસાઇખાનું બંધ કરવું પડે તો તેમ કરવા અગાઉ ફકત કોરપોરેશનની જ નહીં પણ સરકારની પણ બહાલી લેવી પડે.

મયુનીસીપલ મારકીટની અંદર કમીશનરનો પરવાનો મેળવયા વીના કોઇથી કાંઇ પણ ચીજ વેચાય કે વેચવા મુકાય નહીં. જો કોઇ માણસ વગર પરવાને કાંઇ પણ વેચે કે વેચવા મુકે તો કોઇ પણ મયુનીસીપલ અમલદાર કે નોકર તેને એકદમ તયાંથી બહાર કાઢી શકે એટલુંજ નહીં પણ તેને જો માજીસ્ત્રેટ પાસે ઉભો કીધો હોય તો રૂ૫૦ સુધી દંડ થઇ શકે.

## ખાનગી મારકીટો.

ખાનગી મારકીટો સારૂ નીચે પ્રમાણે ઠરાવેલું છે:—

શહેરમાં કે શહેરના અમુક ભાગમાં ખાનગી મારકીટો ઉઘાડવા દેવી કે ન દેવી તે વખતો વખત કોરપોરેશન નકી કરે.

જે જગયાએ ખાનગી મારકીટ ઉઘાડવા દેવી એવું કોરપોરેશને નકી કરયું હોય તેજ જગયાએ મારકીટ ઉઘાડવા દેવાની પરવાનગી કમીશનર આપી શકે. કમીશનરની પરવાનગી મેળવયા વગર કોઇ પણ શખસથી કાંઇ પણ ખોરાકની જણસ કે ખોરાક દાખલ વપરાતું જાનવર વેચવા મુકવા સારૂ ખાનગી મારકીટ સથાપી શકાય નહીં. જો ઉઘાડે તો તેવા કામ સારૂ રૂ૧૦૦૦ સુધીનો દંડ કરવાની માજીસ્ત્રેટને સતા આપેલી છે.

જયારે ઉપર લખવા પ્રમાણે નવી મારકીટ ઉઘાડવાની રજા કમીશનરે આપી હોય તયારે, તે મારકીટની જગયાપર, કે તેની પાસે કોઇ દેખાઇ આવે એવે ઠેકાણે, ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા ઉરદુ ભાશામાં રજા આપી છે એવું જાહેર કરવા સારૂ એક નોટીસ ચોંટાડવાની કમીશનરની ફરજ છે.

## ખાનગી મારકીટ ઉઘાડી રાખવા પરવાનાની જરૂર.

કમીશનર પાસેથી પરવાનો મેળવવા વગર તથા તે પરવાનામાં લખેલી દરેક શરત પ્રમાણે કામ લેવા વગર ખાનગી મારકીટ ઉઘડાય નહી.

શહેરની કોઇપણ જગયા કસાઇખાના દાખલ વપરાય નહીં અથવા તેમાં ખોરાકી સારૂ કોઇ જાનવર કપાય નહી.

શેહેરની બહાર પણ કોઈ જગયા કસાઈખાના કે જાનવર કાપવા સારૂ વપરાય નહી, જો તે જાનવરનું ગોસત માણસની ખોરાકી સારૂ શેહેરમાં વાપરવા ધારયું હોય તો. ઉપલી બાબદોની તકસીર સારૂ રૂ૨૦૦ સુધી દંડની હદ રાખી છે.

પણ વળી કમીશનરને ફરમાન છે જે ખાનગી મારકીટનો પરવાનો આપવાની તેણે કોઈને ના પાડવી નહી, કે આપેલો પરવાનો તેણે પાછો ખેંચી લેવો કે અટકાવવો નહીં, સીવાય કે જો સામો ધણી ખાનગી મારકીટને લગતા મયુનીસીપલ કાયદા કાનુન કે પેટા કાનુન પ્રમાણે ચાલતો નહી હોય તોજ. વળી કોઈને આપેલો પરવાનો પુરતાં કારણ વગર કમીશનર પાછો ખેંચી નહીં લે તે સારૂ એવો આંકોશ રાખયો છે જે સટેનડીંગ કમીટીની બહાલી મેળવયા વીના ખેંચી લેવાય નહી.

કાંઈ ક્રીયા કે ખાણાપીણા કે બીજા કાંઈ ખાસ સબબસર કોઈને જાનવર કાપવાની જરૂર પડે તો તે સારૂ તેના ધયાનમાં આવે તેવી લાયક જગયાએ કાપવા દેવાની કમીશનર રજા આપી શકે.

### રજા વગર ઉઘાડેલી મારકીટમાં માલ વેચાય નહીં.

કોઈ શખસ જાણતો હોય કે કોઈ ખાનગી મારકીટ કમીશનરની રજા વગર સથાપેલી છે, કે કમીશનરે પરવાનો આપવાની ના પાડયા છતાં કે આપેલો પરવાનો ખેંચી લેવા કે અટકાવવા છતાં તે ઉઘાડી રાખી છે, તો તેવી મારકીટમાં તેનાથી કાંઈ પણ ખાવાની જણસ કે ખોરાકનું જાનવર વેચાય કે વેચવા મુકાય નહીં. અગર જો એમ કરે તો રૂ૫૦) સુધીના દંડનો તે જોખમ પડે.

### ખાનગી મારકીટોપર કમીશનરની સતા.

ખાનગી મારકીટોને સારી હાલતમાં રાખવા સારૂ જોઈતી સતા કમીશનરને આપેલી છે. મારકીટની ભોંય બરાબર નહીં હોય તો તેની ફરસબંધી કરાવવાની કે બીજી રીતે સુધારવાની કમીશનર ફરજ પાડી શકે. તેમાં ગટર વગેરે બરાબર બંધાવી શકે. વળી ખાનગી તેમજ મયુનીસીપલ મારકીટો તથા કસાઈખાનાઓમાં હરકત કે ગલીચી નહીં થાય, હવાનો આવજા બરાબર રહે, પાણીની સગવડ પુરતી રાખવામાં આવે, કચરો બરાબર સાફ થાય, ને ગલીચી જમા થાય નહી, દુકાનોની હાર વચે લોકને આવજા સારૂ પુરતી જગયા રાખવામાં આવે, તથા અમુક દહાડાઓ અને કલાકોએ ઉઘાડી કે બંધ રાખવામાં આવે, તે વીશે નીયમો નકી કરવાની સતા કમીશનરને છે, જે નીયમો સારૂ સટેનડીંગ કમીટીની બહાલી મેળવવી જોઈયે.

### મયુનીસીપલ મારકીટો વગેરેમાં ભાડાં ઉઘરાવવાની સતા.

મયુનીસીપલ મારકીટ તથા કસાઈખાનામાં જેઓ ધંધો કરે તેમની પાસેથી તેઓના વપરાસ સારૂ આપેલી દુકાન, છાપરી વગેરેનું શું ભાડું લેવું તથા તયાં માલ વેચવા મુકવા સારૂ તથા તોલવા ભરવા સારૂ તથા જાનવર કાપવા સારૂ શું દામ લેવું, તે સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી કમીશનર નકી કરે છે. વળી સટેનડીંગ કમીટી પસંદ કરે તો ઉપલી બાબદનો એક વરસ સુધીનો ઈજારો કમીશનર આપી શકે, અથવા તો પોતે નકી કીધેલી સરતો પ્રમાણે કોઈ પણ દુકાન, છાપરી વગેરે વાપરવાના હકનું તે લીલાઉ કરે અથવા સટેનડીંગ કમીટીની પસંદગી મેળવી ખાનગી સાટું કરે.

### કાયદા પ્રમાણે ન ચાલે તો મારકીટમાંથી કહાડી મુકવાનો હક.

જો કોઈ ધણી કે તેના નોકર ઉપર મારકીટ કે કસાઈખાનાને લગતા કાંઈ



નામદાર શાહજાદાને એનાયત થયલું મયુનીસીપલ
એડરેસનું કાસકેટ.

પણ ઠરાવેલા કાનુનનો ભંગ કરવાનો વાંક પુરવાર થયો હોય તો તે ધણીને કમીશનર કોઇ પણ મયુનીસીપલ મારકીટ કે કસાઇખાનામાંથી કાઢી મેલી શકે, અને તેને તે ઠેકાણે ધંધો કરતો અટકાવી શકે, અને કાંઇ દુકાન વગેરે તેણે ભાડે રાખી હોય તો તેનો પટો રદ કરી શકે.

### મારકીટ બહાર જાનવર કે જાનવરનું માંસ વેચવા સારૂ પરવાનગીની જરૂર.

માણુસની ખોરાકી સારૂ ધારેલું એવું જાનવર, કે ગોસત કે માછલી મયુનીસીપલ કે ખાનગી મારકીટની બહાર વેચવું હોય તો તે સારૂ કમીશનર પાસેથી પરવાનો મેળવવો જોઇયે, નહીં તો કમીશનર રૂ૫૦ સુધીનો દંડ માજીસ્ટ્રેટ પાસે કરાવી શકે. પરંતુ જો દરીયે માછલી પકડી હોડીમાં કીનારે લાવવામાં આવે ને તેજ હોડીમાંથી તે તાજી વેચી હોય કે તેમાં વેચવા મુકી હોય તો તેની મનાઇ નથી.

### ખાટકીઓ સારૂ પરવાના.

ખાટકીઓને પણ પરવાના લેવા પડે છે. તે વગર તેમનાથી ધંધો થાય નહીં, ને પરવાનાની સરતો પ્રમાણેજ ધંધો ચલાવી શકે, પછી તે શેહેરમાં કોઇ ઠેકાણે કામ કરતા હોય કે ખુદ મયુનીસીપલ કસાઇખાનામાં કામે લાગેલા હોય. શેહેર માંહે વેચવાના ઇરાદાથી કોઇ પણ જગયાએ (પછી શેહેરમાં કે શેહેર બહાર) કોઇથી ગોસત રખાય નહીં. ઉપલી બેઉ બાબદો સારૂ રૂ૧૦૦ સુધીના દંડની સજા નકી કરેલી છે.

### કાપવાનાં ઢોર વગેરે શેહેરમાં લાવવાની મનાઇ.

કમીશનર પાસેથી લખેલી પરવાનગી મેળવયા વીના માણુસના ખોરાક સારૂ ધારેલાં ઢોર, બકરાં, મેઢાં કે ડુકકર કોઇથી શેહેરની અંદર લવાય નહીં. તેમજ કોઇપણ જાનવર, જે ખુદ મયુનીસીપાલટીનાં કે કમીશનરે પરવાનો આપેલાં કોઇ બીજા કસાઇખાનામાં કાપેલું નહી હોય, તેનું ગોસત પણ શેહેરમાં લવાય નહી. એવા વાંક સારૂ રૂ૧૦૦ સુધી દંડ છે. પણ અલબતાં આયેલું કે બીજી રીતે તઇયાર કરેલું ગોસત લાવવાની મનાઇ નથી. વીલાયત, આસ્ટ્રેલીયા વગેરે ઠેકાણેથી એવું પુશકળ ગોસત આવે છે જે લાવવા સારૂ કાંઇપણ પરવાનગી જોઇતી નથી.

### વેચવાની જગયા તપાસવાનો હક.

પરવાનગી વગર કોઇ ઠેકાણે જાનવર કપાય છે કે ગોસત વેચાય છે, એવો કમીશનરને શક આવે, તો તેને હક છે જે, દીવસે કે રાતે ગમે તે વખતે તયાં દાખલ થઇ પોતાની ખાતરી કરે કે કાયદા વીરૂધ કાંઇ એવું કામ થાય છે કે નહી. દાખલ થવા અગાઉ કાંઇપણ ચેતવણી આપવાની તેની ફરજ નથી, ને એમ દાખલ થતાં, કે દાખલ થવા સારૂ, કાંઇ જબરી વાપરવી પડી હોય, ને તેમાંથી કોઇને કાંઇ નુકસાની થાય તો તેનો બદલો કોઇની પણ પાસેથી મેળવી શકાય નહીં.

### ખોરાકી સારૂ વેચવા મુકેલી જણસોની તપાસ કરવાનો બંદોબસત.

મારકીટોમાં તેમજ મારકીટોની બહાર કે રસતામાં ફરીને કાંઇ પણ ખોરાકીની જણુસ વેચવામાં આવતી હોય તો તેની વારે ઘડીએ અને ચાંપતી તપાસ કરી શકાય તેવો બંદોબસત રાખવાની કમીશનરને માથે ફરજ છે.

ખોરાકી સારૂ વેચાતાં જાનવર તથા બીજી દરેક ચીજ જયારે ગમે તયારે વાજબી વખતે તપાસવાનો કમીશનરને હક છે, એટલુંજ નહીં પણ કાંઇ ખોરાકીની ચીજ વેચવી હોય તો તે કેવાં વાસણ કે બગાનામાં બનાવવામાં આવે છે તે પણ તપાસવાનો તેને હક છે.

જો કમીશનરને લાગે કે એવું કાંઈ જાનવર કે ચીજ રોગીશટ કે ખરાબ કે ખોરાકીને કે દવાદારૂને સારૂ નાલાયક છે, અથવા તો જે ચીજ દાખલ તે વેચવામાં આવે છે તે નથી (જેમ કે ઘીને બદલે ચરબી) અથવા તો કાંઈ વાસણ કે બગાનું એવી જાતનું કે એવી હાલતમાં છે જે તેમાં મેલેલી કે બનાવેલી કે તઈયાર કીધેલી જણસ ખોરાકીને કે દવાદારૂને વાસતે નાલાયક કે નુકસાનકારક થાય, તો તે જાનવર કે ચીજ કે વાસણ તે જપત કરે ને તેનો નીચે પ્રમાણે નીકાળ કરે

જો ઉપર પ્રમાણે કાંઈ ગોસત, માછલી, તરકારી કે બીજી જલદી ખરાબ થઈ જાય તેવી ચીજ જપત કીધી હોય, ને કમીશનરના વીચાર પ્રમાણે તે દરદી, ખરાબ, નુકસાનકારક કે ખોરાકી કે દવા દારૂને સારૂ નાલાયક હોય, તો કમીશનર પોતે તુરત તેનો એવી રીતે નાશ કરાવે કે તે પાછું તે કારણસર વેચી શકાય નહીં, અને એમ કરવાનો ખરચ જેની પાસેથી તે જણસ જપત કીધી હોય તે ધણી આપે.

અગર જો જપત કરેલી ચીજ એવી હોય કે જલદી ખરાબ નહીં થઈ જાય તો કમીશનરને પ્રેસીડનસી માજીસ્ટ્રેટ આગળ તે લઈ જવી પડે ને તેની ખાતરી કરવાથી તે તેનો ઉપર પ્રમાણે નાશ કરાવે ને જે ખરચ થાય તે ભરી લે.

---

## [નામદાર પ્રીનસ અને પ્રીનસેસ ઓફ વેલ્સની પધરામણી.

ઈંગ્રેજીમાં કહેવત છે જે History repeats itself ઈતીહાસ પાછો ને પાછો બને છે, તેમ ત્રીસ વરસપર બનેલો બનાવ ૧૯૦૫ ના સાલમાં પાછો બનવા પામયો છે. ત્રીસ વરસની વાત પર બ્રીટીશ શેહેનશાહતનો વારસ, તે હાલનો આપણો માનવંત શેહેનશાહ, આપણા શેહેરમાં પધારયો હતો. ત્રીસ વરસ પછી તેણે પોતાના પાટવી કુવરને તેની માહેરદાર સાથે તેજ સફરે મોકલી મુંબઈ શેહેરને આગલો આનંદ પાછો પમાડયો છે. એ નામદારોએ અત્રે આવવાનું નકી કરયું છે એમ સાંભળતાં મુંબઈ શેહેર હરખાઈ ગયું હતું અને તેઓને લાયક આવકાર આપવા થકી તઈયારી કરવામાં કેટલાક દીવસ આગમજથી રોકાઈ ગયું હતું. મુંબઈની શેહેર સમાજ એવી વખતે પોતાની ફરજ અદા કરવામાં પછાત પડે એમ તો કદી બની શકે તેવું છેજ નહી. રૂપીઆ ત્રણ લાખની નાદર રકમ કોરપોરેશને બાદશાહી પરોણાઓ સારૂં ઉભાં થયલાં ફંડમાં એક અવાજે ભરી આપી, જેમાંની રૂપીઆ અઢી લાખની રકમ નામદાર પાટવીકુવરને નામનાં મયુઝીયમ સથાપવાના ફંડમાં લેવા થકી, ને બાકીની જાહેર ધામધુમ થકી. વળી એ ઉપરાંત એક માનપત્ર એ નામદારોને આપવાનું નકી કરયું, ને તે ચીતારવા સારૂ તથા તેને મેળવા એક લાયક ડબો (Caskot) બનાવવા સારૂ ૩૬૦૦૦ ખરચવાની પરવાનગી આપી. માનપત્ર મુંબઈમાં રેહેતા એક બંગાલી ચીતારા (નામ મી૦ હેથ) તેઓએ તઈયાર કરયું. ચમરપત્રના નવ સુંદર પાનાઓપર મુંબઈના તથા બીજા તરેહવાર દેખાવો ચીતારી તથા જુદી જુદી તરાંહની સુંદર કારીગીરીની કીનારીઓ બનાવી તેની વચે માનપત્ર લખવામાં આવયું હતું. તેને ઉંચા મોરોકોના પુઠામાં ટાઈમસ ઓફ ઈંડયા છાપખાનામાં બંધાવવામાં આવયું. પુઠાંઓપર સુંદર સોનેરી તરાંહ પાડવામાં આવી હતી જેની વચે નામદાર પાટવી કુવરની નીશાનીનાં શાહમુરગનાં પીછાં (Ostrich feathers) અને કોરપોરેશનનો કોટ ઓફ આરમસ ગોઠવવામાં આવયા હતા. એ માનપત્રની ચોપડી ચીતારા તેમજ ચોપડી બાંધનારાની કારીગીરીનો બહુ અછો નમુનો હતો, ને તેનાં પુશકળ વખાણ થ



નામદાર શાહાઝાદાને એનાયત થયલું મ્યુનીસીપલ
એડરેસનું કાસકેટ—પાછલી બાજુ.

યાં હતાં. વળી કાસકેટ તો એક ખરી
નમુનેદાર ચીજ હતી જેની બનાવટમાં
આ હીંદુસતાનના મુલકની જુદી જુ
દી દોલતનો ઉપયોગ કરવામાં આ
વયો હતો. એમાં હીરા માણેક, પા
ણા, સોનું રૂપું, હાથીદાંત તથા
અબનુસ એ સરવે સાથે મેળવવામાં
આવયું હતું ને તે એવી હીકમતી
ને સુંદર રીતે કે જોતાં તાજુબી ઉપજે.

પાસેનાં પાંના પર આપેલાં ચીત્રથી
મયુનીસીપલ કાસકેટના ધારનો કાંઇક
ખયાલ આવશે પણ તેના સુંદર દેખાવ ને
કારીગરીનો ખયાલ કદી આવશે નહી.
એક બાજુ આખા હીંદુસતાનનો નકશો
આપેલો છે, જેમાં જમીન સોનેરી તથા દ
રીયો રૂપેરી બનાવયો છે. કલકતા, મુંબઇ
તથા મધરાસ શેહેરને એકેક ઝમકતો હીરો
મુકી ઝમકાવયાં છે. અલાહબાદ, લા
હોર, ધાકા તથા રંગુન શેહેર, જે દરેક
લફટનંટ ગવારનરની રાજયધાની છે, તે
દેખાડવા એકેકુ આબદાર પાણું જડયું
છે. બાકીના મુખય શેહેરો દેખાડવા
માણેક જડયાં છે. કાસકેટનો આકાર
એક કબાટ જેવો છે ને તેને કબાટ મા
ફક બે દરવાજા મુકેલા છે. તેમાના એ
કપર હાલના મુંબઇ શેહેરનો સોનેરી ન
કશો આપેલો છે, ને બીજાપર બસોથી વધા
રે વરસ અગાઉ જયારે મુંબઇ પહેલું બ્રીટી
શોને હસતક આવયું તયારે તે કેવું હતું
તેનો નકશો ચીતારેલો છે. તે સાત જુદા
જુદા માછીમારોના ટાપુઓનું બનેલું
હતું. ભરતીના પાણી ચહે તયારે સાત
ટાપુઓ જુદાં થઇ જાય ને એકથી બી
જાપર જવું હોય તો હોડીમાં બેસવું પ
ડે. ઓટને વખતે પાણી ઉતરી જાય ત
યારે કાદવમાં ચાલી જઇ શકાય. એવી
હાલતપરથી આજની કરોડ રૂપીઆની
વારસીક મયુનીસીપલ આવકવાળું બાદ
શાહી મુંબઇ શેહેર સવા બસો વ
રસની ટુંક મુદત દરમયાન બનયું
છે. એ પણ એક તાજુબીની વા
ત છે. કાસકેટની કીનારીઓપર સોનાના
મોર તથા પોપટ બનાવી તેમાં માણેક
તથા પાણાં જડયાં છે. નીચેના ભાગમાં
મહારાણી વીકટોરીયા તથા મહારાજા
એડવરડના મુંબઇમાં મુકેલાં પુતળાંની
નકલ પાડી છે. કાસકેટની ડાબી તથા
જમણી બાજુનાં પાઠીયાંઓ ઉપર નામ
દાર પ્રીનસ ઓફ વેલ્સ તથા મુંબઇની કોર
પોરેશનના કોટ ઓફ આરમસ ઉપસાવેલા
પાડયા છે, ને તેની નીચે નામદાર શેહે
નશાહ એડવરડ મુંબઇ પધારયા હતા
ને વખતના બે દેખાવો, જે તેઓના
ઘોડેસવાર પુતળાંની બંને બાજુએ
આપેલા છે, તેની નકલ કહાડી છે.
એકમાં તે નામવર સાથે દેશી રાજાઓ
ની ઓળખાણ કરાવવામાં આવે છે,
જેમાં સૌથી આગળ તે વખતે નાનક
ડા હાલના ગાયકવાડ સીયાજીરાવ મહા
રાજ ઉભા છે. બીજામાં દેશી છોડીઓ
તે નામદારને ફુલના ગજરા આપે છે,
જેમાં સૌથી આગળ તે વખતનાં
મીસ ધનબાઇ અરદેશર વહાડયા, અ
ને હાલનાં લેડી જહાંગીર કાવસ
જી રેડીમની બીરાજયાં છે. એ રી
તે હાલના પ્રીનસ ઓફ વેલસની
પધરામણી સાથે આગલા પ્રીનસ ઓફ
વેલસની પધરામણીને જોડી છે, જે ખ
રેખર ઘણી તારીફલાયક ગોઠવણ છે.
બધી રીતે જોતાં આખી કાસકેટ દેશી
કારીગીરીનો એક મોહ પમાડનાર નમુ
નો છે, જેથી નામદાર પ્રીનસ અને પ્રી
નસેસ અતી ઘણાં ખુશી થયાં હતાં. એ
કાસકેટ, મયુનીસીપલ સેક્રેટરી મી૦
એમ. એન. વાહડયાની દેખરેખ હેઠળ
બેંગલોરવાળા મેસરસ બારટન સન એ
નડ કંપનીવાળાઓએ બનાવી હતી.

કોરપોરેશને તો બધી ઉલટમંદ તઇ
યારી કીધી ખરી પણ બાદશાહી પરો
ણાઓ આવી પુગે તે અગાઉ જરા લ
ગનમાં વઘન જેવું થઇ ગયું. બંદરપ
ર તે નામદારોને આવકાર દેવાની જે
ગોઠવણો કરવામાં આવી હતી તેમાં બે
જુદી જુદી જગયા તઇયાર કરવામાં
આવી. એક છતર સાથનો મંડપ,
તેમાં મોટા સરકારી અમલદારો ત

થા પેતાબ ધરાવનારાઓ તથા કાઉન્સીલના મેમબરો તથા દેશી રાજાઓ તથા તેમના રસાલાને બેસાડવાની ગોઠવણ [ક]ીધી. તેની બાહેર થોડેક દુર એક ખુલ્લાં ચોગાનમાં મુંબઈની કોરપોરેશન તથા મુંબઈના શેહેરીઓ સારૂ ભર તડકાની અંદર ચારેક હજાર ખુરસીઓ ગોઠવી દીધી. કોરપોરેશન સાથે તેમના પ્રમુખની જગયા પણ ખુલ્લાં તડકાની અંદરજ રાખી, ને અસલ બીજા બડખાંઓમાં પ્રમુખને સામેલ કરવામાં આવતા હતા તયાંથી તેમને બાતલ કરયા આથી લોકોના દીલ બહુ ઉસકેરાયાં ને કાંઈ રંગમાં ભંગ થઈ જાય એવી વાત થઈ રહી. પોતાની ગોઠવણ પાછી નહી ફેરવવાની એક બાજુથી સરકારે હઠ લીધી, તો બીજી બાજુએ કોરપોરેશનના સભાસદોએ એકથી વધારે વખત એકઠા થઈ સરકાર પર ધુજારો ચલાવયો. આખરે પ્રમુખ ઓનરેબલ સર ફીરોઝશાહ મેહેતાએ પોતાની હમેશની હુનરમંદ કળાએ સરકારને એક મોટી ભુલ કરતા બચાવયા અને તેઓ પાસે પોતાની અસલ ગોઠવણ ફેરવાવી, પ્રમુખને આગલા મંડપમાં બેસવાનો હક મેળવયો. લોકોના મન આથી શાંત થયાં, જાગેલી ખટપટની સમાધાની થઈ, અને બધું હસીખુશીથી પસાર થઈ અયું.

નામદાર શાહજાદા તથા તેમનાં બાનુને કોરપોરેશનનું એડરેસ એનાયત કરવામાં આવયું. જે માટે શાહજાદાએ ખુશાલીભરયો જવાબ વાળયો હતો.

## નવા વાયસરાય લોરડ મીનટોની પધરામણી.

હજી બાદશાહી પરોણાઓની પરોણાગતની ધામધુમમાંથી મુંબઈ નગરી પરવારી નહી તેટલાં જુના વાઈસરાય લોરડ કરઝનની રવાનગી ને નવા વાઈસરાય લોરડ મીંટોની પધરામણીની દોડધામ ચાલી રહી, લોરડ કરઝનને કોરપોરેશન તરફનું માનપત્ર મળયું નહીં પણ રાબેતાનું આવકાર આપવાનું માનપત્ર લોરડ મીંટોને આપવામાં આવયું, જે રૂપાના દાબડામાં મુકી ભેટ કરવામાં આવયું હતું. એ દાબડો પણ બેંગલોરવાળા મેસરસ બારટનસન એંડ કંપનીએ દેશી કારીગરોને હાથે બનાવી મોકલાવયો હતો. એ દાબડાપર જે ચાર દેખાવો પાડેલા છે તે નકર સોનાના છે. એ દાબડા તથા તેમાં મુકવાના માનપત્રના ખરચ સારૂં કોરપોરેશને રૂ૧૫૦૦ નો ખરચ બાહલ કરયો હતો.]

---

## ઘી તથા બાજી ખોરાકીની જણસમાં થતી ભેળસેળ.

જુદી જુદી ખોરાકીની જણસમાં ને મુખ્ય કરી ઘી, જે મુંબઈની હરેક કોમમાં ખોરાકી દાખલ વપરાતી એક સાધારણ ચીજ છે, તેમાં ભેળસેળ અટકાવવા સારૂં મયુનીસીપલ કાયદાની કલમો પુરતી અસરકારક ન હોવાને સબબે ૧૮૯૮ માં સરકારે એક નવો કાયદો પસાર કરી મયુનીસીપલ કાયદામાં કેટલીક કલમોનો ઉમેરો કરયો છે. એ ઉમેરેલી કલમો પ્રમાણે જો ઘી દાખલ વેચવા ધારેલી કોઈ ચીજની તપાસ કરતાં એવું માલમ પડે કે તેમાં એવી કાંઈ વસતુ આવેલી છે કે જે ફકત દુધમાંથી બનાવેલી નથી, તો તે ચીજ જે ચીજ દાખલ તે વેચવામાં આવે છે તે નથી એમ ગણાય ને તેને આગળ લખવા પ્રમાણે કાયદો લાગુ પડે એટલુંજ નહીં, પણ વેચનાર ધણીને રૂ૧૦૦ સુધીનો દંડ માજીસ્ટ્રેટ મારફતે થઈ શકે

## તોલ તથા માપ.

ગામમાં વપરાતાં જુદાં જુદાં તોલ તથા માપ સાચ્ચાં છે કે નહીં તેની ખાતરી કરવા બની શકે તે સારૂં કમીશનરને ફરમાવેલું છે જે તેણે સાચા



લોરડ મીન્ટોને આપેલો સોનાં રૂપાંનો ડબો.

તોલ તથા માપના નમુના રાખવા ને એ નમુનાઓ સાથે કોઇને પણ તોલ માપ સરખાવવા તથા તેપર છાપ મરાવી લેવા બની શકે તેવી ગોઠવણ રાખવી.

એ રીતે તોલ માપ સરખાવવા સારૂં પોતે નેમેલો એક અમલદાર કઇ જગયાએ અને કયે વખતે હાજર થશે તે કમીશનરે નકી કરવું અને તેવી જ ગયાએ તથા તેવે વખતે તે અમલદારે હાજર થવું ને જે તોલ માપ લાવવામાં આવે તે તેણે તપાસવાં તથા નમુનાના તોલ માપ સાથે સરખાવી જોવાં ને બરાબર હોય તો તેપર ઘટતો છાપ એવી રીતે મારી આપવો કે ઠગાઇ થવાનો સંભવ રહે નહીં. દરેક તોલ માપ તપાસયા હોય તેની નોંધ પેલા અમલદારે એક ચોપડામાં લખી રાખવી ને જો કોઇ માગે તો તેને પોતાની સહી સાથની એક સરટીફીકેટ લખી આપવી. એવી તોલ માપની તપાસ બદલ કોરપોરેશન નકી કરે તેટલી ફી લેવાનો કમીશનરને હક છે.

## ધાસતીભરેલા રોગોના ફેલાવાનો અટકાવ.

વઇદું કરનાર દરેક શખસને માથે ફરજ છે જે જાહેર આસપીટલ સીવાય કોઇ પણ ઠેકાણે કોઇ પણ ધાસતી ભરેલા રોગની તે દવા કરતો હોય કે એવો રોગ તેની જાણમાં આવયો હોય તો જેમ બને તેમ જલદીથી તેણે તે વીશે હેલ્થ આફીસરને ખબર પહોંચાડવી ને તે વીશે જે વીગત હેલ્થ આફીસર જરૂરની ધારે તે સરવે આપવી. જો એ ફરજ ચુકવી હોય તો તે ધણીને રૂ૧૦૦ સુધીનો દંડ કરવાની માજીસ્ટ્રેટને સતા આપેલી છે. આવો કાયદો હોવા છતાં હેલ્થ આફીસરની એક ચાલુ ફરીઆદ હતી જે પસાર થયલા ડાકટરો વઠીક પોતાની જાણમાં આવતા ઉડતા રોગની ખબર તેને આપવામાં પછાત પડતા હતા. ચોકસ કરીને ઉડતા રોગના દરદીને આસપીટલમાં ધસડી લઇ જવાની દોડધામ ચાલતી હતી તે વખતે ડાકટરો અને હકીમો પોતાનાં ઘરાકોની આગ્રહથી, અને ઘરાકી ખોવાના ભયથી તનદરોસતી ખાતાંથી પોતાના કેસો છુપાવતા હતા. આથી તનદરોસતી ખાતાંના કામમાં બહુ ખલલ થતી હતી અને તેથી દરેક કેસ દીઠ રૂ૧ ની ફીની લાલચ આપવાનું નકી કરવામાં આવયું. હાલ ડાકટરોને દરેક કેસ તનદરોસતી ખાતાંની જાણમાં તેઓ લાવે તે બદલ રૂ૧ મળે છે, એટલે આગળ માફક કેસ છુપાવવાનું ઘણું દરજજે બંધ થઇ ગયું છે.

કમીશનરને સતા છે જે દીવસે કે રાત્રે કોઇપણ વખતે, ચેતવણી વગર કે તેને વાજબી દીસે તેટલી ચેતવણી આપી કોઇપણ જગયા, જયાં કોઇ ધાસતીભરેલો રોગ માલમ પડયો હોય, કે થયો છે એવો શક હોય, તયાં દાખલ થાય, અને તે જગયાની બાહેર તે રોગ ફેલાય નહી તે સારૂં તેને વાજબી દીસે તેવો ઉપાય લીયે.

જો કમીશનરને એવું દીસે કે કોઇ કુવા તળાવ વગેરેનું પાણી પીવામાં લીધું હોય તો કોઇ ધાસતીભરેલો રોગ પેદા કરે કે ફેલાવે એવું છે, તો તે જાહેર નોટીસ આપી હુકમ કરે કે તે પાણી કોઇએ પીવા સારૂં વાપરવું કે લઇ જવું નહી. એ રીતે નોટીસ આપવા છતાં કોઇ પાણી પીવા સારૂં લઇ જાય કે વાપરે તો તેને રૂ૨૦૦ સુધીના દંડની સજા ફરમાવેલી છે.

## દરદીને આસપીતાલમાં લઇ જવાની સતા.

દરદીને ફરજયાત આસપીટલમાં લઇ જવાની સતા મયુનીસીપલ એકટમાં ફકત એટલીજ આપી છે જે જો હેલ્થ આફીસર કે કોઇપણ પસાર થયલો ડાકટર સરટીફીકેટ આપે કે તેનાં મત પ્રમાણે અમુક શખસ જેને કોઇ ધાસતી

ભરેલા રોગ લાગુ પડયો છે તેને બ
રાબર રહેઠાણુ કે રહેવાનું ઠેકાણું ન
થી, અથવા તો એકથી વધારે કુટુંબ
વસતું હોય તેવા ઘરમાં તે રહે છે તો
કમીશનર અથવા કમીશનર તરફથી સ
તા મળી હોય એવા કોઇપણ પો
લીસ અમલદાર તે શખ્સને આસ
પીટલમાં મોકલાવી શકે. આવા કોઇ
દરદીની સંભાળમાં જે શખ્સ હોય
તેને આસપીટલમાં લઇ જવાનો હુકમ
મળે તો તે પ્રમાણે તેણે કરવું જોઇયે.
અગર નહી તો રૂ૧૦૦ સુધીના દંડની
સજાને તે લાયક થઇ પડે. આ સતા
પ્રમાણે ક્વચીતજ કામ લેવામાં આવ
તું અને ફરજયાત આસપીટલમાં લઇ
જવાનું મુંબઇમાં ઝાઝું હતું નહી, પ
ણ મરકી ફાટી નીકળવા પછી સરકારે
જે ઉડતા રોગનો કાયદો (Epide-
mic Diseases Act) પસાર ક
રયો ને તેમાં ઉડતા રોગના અટકા
વ અરથે પોતાને ગમે તેવા ઇલાજ
લેવાની સતા પોતાના હાથમાં લીધી, તે
સતા પ્રમાણે મરકીના તેમજ શીતળાના
દરદીઓને ઘરોઘર ઉંચકી આસપીટલ
માં લઇ જવાનું બનયું. હજી પણ એ
કાયદો અમલમાં છે, પણ આગળ મા
ફક ફરજયાત આસપીટલમાં લઇ જવા
નું લોકઅવાજને માન આપી, હવે
સરકારે બંધ કીધું છે.

### રોગ વાળાં ઘરને સાફ કરાવવાની સતા.

જો કમીશનરને લાગે જે કોઇ ઘરને
કે તેના કોઇ ભાગને કે તેમાંની કોઇ
વસતુને રોગનો ચેપ દુર કરવા સારૂં સા
ફ કરવાની કે દવા કે ધુમાડાથી ચોખ્ખી
કરાવવાની જરૂર છે, ને તેથી રોગ ઉ
ડતો અટકશે, તો લખેલી નોટીસ આ
પી ઘરના ધણી કે કબજેદારને તેવું
કરવાની, કે જરૂર જણાય તો ઠરાવેલા
વખત સુધી ઘર ખાલી કરવાની તે ફ
રજ પાડી શકે. કમીશનરના હુકમ પ્ર
માણે કામ નહીં કીધું હોય તો રૂ૧૦૦
સુધીના દંડની સજા કાયદામાં લખેલી
છે. પણ જો ગરીબાઇ કે બીજાં કારણો
ને લીધે કોઇ ઘરનો ધણી કે કબજેદાર કમી
શનરના ફરમાવવા પ્રમાણે બરાબર કામ કર
વા અશકત હોય તો કમીશનર પોતે જે
ઘટતું હોય તે કરાવી લીયે ને તેનો ખ
રચ મયુનીસીપાલીટીને હીસાબે કરે.

### રોગવાળાં ઝુંપડાં કે છાપરાંઓનો નાશ કરવાની સતા.

અગર જો કમીશનરના મતમાં એવું
આવે કે કોઇ ઘાસતીભરેલા રોગનો ફે
લાવો અટકાવવા થકી કોઇ ઝુપડાં કે
છાપરાંનો નાશ કરવાની જરૂર છે તો
તેને વાજબી દીસે તેટલી મુદતની નો
ટીસ તેના ધણી કે કબજેદારને આપી
તે ઝુપડાં કે છાપરાંનો અને તેના સરવે
સામાનનો નાશ કરાવે. એમ કરતાં કો
ઇ શખ્સને ભારી પડે તેવું નુકસાન
જાય તો કમીશનર જો તેને વાજબી
લાગે તો બદલો આપે પણ કોઇને
બદલો માગવાનો કાંઇ હક નથી. કમી
શનરના ધયાનમાં આવે તોજ અને તે
ટલોજ આપે.

### રોગના ચેપથી લુગડાં, બીછાના વગેરે સાફ કરાવવાનો બંદોબસ્ત.

ઉડતો રોગ થયો હોય તે ઘરનાં લુ
ગડાં, બીછાનાં કે બીજી જણસને દ
વાથી ધોઇ કે ઉકાળી ચેપ કાઢી
નાખવા સારૂં ઘટતો બંદોબસત ક
રવાની સતા કમીશનરને આપેલી છે.
એ કારણસર તેણે નકી કરેલી જગયા
એ કોઇ પોતાનાં લુગડાં વગેરે સાફ ક
રાવવા લાવે તો સટેનડીંગ કમીટી ઠરાવે
તે પ્રમાણે ફી લઇને અથવા કમીશનર
ને વાજબી લાગે તો વગર ફીએ તે
સાફ કરાવી આપવામાં આવે. ચેપ લા
ગો હોય એવાં લુગડાં, બીછાના વગેરે
કમીશનર પોતાના હુકમથી સાફ કરાવી
શકે, કે તેનો નાશ પણ કરાવી શકે, ને

જો નાશ કીધો હોય તો તેને વાજબી લાગે તેવા બાબમાં નુકસાનીનો બદલો તે આપી શકે.

## ઉડતા રોગોવાળાથી ભાડુતી ગાડીમાં ન બેસાય.

કોઈપણ ધણીને ધાસતીભરયો રોગ લાગુ પડયો હોય ને તેને ભાડુતી ગાડી વાપરવી હોય તો તેમાં દાખલ થવા પહેલાં ગાડીવાળાને વાકેફ કરવો જોઈયે કે તે એવા રોગથી પીડાય છે.

ગાડીવાળાથી પોતાની ગાડીમાં બેસવા આવનાર કોઈપણ ભાડુતને ના કહી શકાય નહી એવો સાધારણ કાયદો છતાં તેઓને એવી છુટ આપેલી છે કે જો એવો કોઈ શખ્સ ગાડીમાં બેસવા માગે તો પહેલાં તેની સાથે નકી કરવું કે ગાડીને ધોઈ સાફ કરી રોગનો ચેપ કાઢી નાખવાનો જે ખરચ થાય તે તેણે આપવો, ને એમ આપવા તે ના પાડે તો તેને ગાડીમાં લેવો નહી. પણ ભાડુતી ગાડી વાપરવાપર આવો અંકોશ મુકવાથી દરદીને હેરાન થવું પડે, તેના ઈલાજ દાખલ કમીશનરને સતા આપેલી છે, જે ઉડતા રોગથી પીડાતા દરદીઓને મુફત લાવ લઈજાવ કરવા સારૂં જરૂરજોગી ગાડીઓ રાખવી. જયારે કમીશનરે એવી ગાડીઓ રાખી હોય તયારે તો કોઈ ભાડુતી ગાડીવાળાથી કોઈ એવા દરદીને પોતાની ગાડીમાં બીલકુલ બેસાડી શકાય નહી. ઉપર દરશાવેલા કાયદાથી ઉલટો ચાલી જે કોઈ ગાડીવાળો દરદીને ગાડીમાં લીયે, કે દરદી ગાડીમાં બેસે, કે દરદીની સાથે બીજો કોઈ બેસે, કે દરદીને બેસાડવા પછી ગાડીવાળો પોતાની ગાડીને લાગેલા ચેપથી તાબડતોબ સાફ ન કરાવે, તો રૂ૫૦૦ સુધીનો દંડ કરવાની માજીસ્ટ્રેટને સતા આપેલી છે.

## રોગનો ચેપ લાગેલી જણસો.

કોઈ ચીજને કોઈ ધાસતી ભરેલા રોગનો ચેપ લાગેલો હોવો જોઈયે એવું જાણવા છતાં જો કોઈ શખ્સ તેનો ચેપ ઉતરાવયા વગર તે ચીજ કોઈ બીજાને આપે, કે વેચે, કે એકથી બીજે ઠેકાણે લઈ જાય (સીવાય કે ચેપ ઉતરાવવાના કારણસર) તો તેને રૂ૫૦૦) સુધી દંડ થઈ શકે.

કોઈ ઘરમાં કોઈ ધાસતીભરેલો રોગ થયો હોય તો તે વીશે કાયદાનું ફરમાન એવું છે જે તે કોઈ બીજાને ભાડે આપવા અગાઉ તેને તથા તેમાંના બધા સામાનને તે રોગોના ચેપથી સાફ કરાવવાં ને બધું બરાબર ચેપ રહીત થયું છે એમ હેલ્થ ઓફીસરની અથવા કોઈ પસાર થયલા તબીબની સરટીફીકેટ લેવી, એવી સરટીફીકેટ મેળવ્યા વગર જો ભાડે આપયું હોય તો રૂ૫૦૦ પાંચસો સુધીનો દંડ થાય.

જો કોઈ હોટેલ, વીશી, કે મુસાફરખાનું રાખનાર ધણી પોતાના મકાનમાં કોઈને સરટીફીકેટ મેળવવા વગર ઉતારો આપે તો તેને પણ ઉપલો કાયદો લાગુ પડે.

## ધાસ્તીભરેલો રોગ ફાટી નીકળે તેને સારૂ કમીશનરને આપેલી ખાસ સતા.

એકાએક કોઈ ધાસતીભરેલો રોગ શેહેરમાં ન ધારેલો ફાટી નીકળે કે ફાટી નીકળશે એવી ધાસતી હોય તો તેના ઈલાજ સારૂ કમીશનરને ખાસ સતા આપેલી છે. તે એમ કે, એવો રોગ શેહેરના લોકને, કે ગાય ઢોરને, કે બકરાં મેંઢાંને લાગુ પડયો હોય, કે લાગુ પડશે એવો સંભવ હોય, ને કમીશનર એમ ધારે કે કાયદાની સાધારણ કલમો પ્રમાણે તેના ઈલાજ સારૂ પુરતું થઈ શકે એમ નથી, તો સરકારની બહાલી મેળવી, તે રોગ શરૂ થતો કે ફેલાતો અટકાવવા સારૂ જે ખાસ બંદોબસત કરવો ઘટે તે તે કરે, અને જાહેરનામું કહાડી ચોકસ કાનુનો નકી કરી તે પ્રમાણે સરવે પ્ર

જાને કે ચોક્સ લોકને કે માણસને ચાલવાની ફરજ પાડે. એ પ્રમાણે જે બંદોબસત તેણે કરયો હોય, ને કાનુનો ઘડયા હોય, તે તુરત કારપોરેશનની જાણમાં તેણે લાવવા જોઇયે; પણ કારપોરેશનની બહાલી મળે તયાં સુધી થોભવાની જરૂર નથી. જોઇતો ખરચ પણ સરકારની બહાલીથીજ તે કરી શકે.

## મુવેલાંઓની લાસને ઠેકાણે પાડવાની ગોઠવણ.

મુદડાંને ડાટવા, કે બાળવા કે તેનો બીજી રીતે નીકાળ કરવાની જગયાના ધણી કે વાલીને માથે ફરજ છે જે તેને હસતકની જગયા તેણે મયુનીસીપાલીટીમાં નોધાવવી, ને તેનો વીસતાર તથા હદ દેખાડે એવો એક નકશો કોઇ પરવાનેદાર સરવેયર પાસે પડાવી તે તયાં મુકવો.

લાસને ઠેકાણે પાડવાની કોઇ ચાલુ જગયા પુરતી નથી એવું માલમ પડે, કે તેને નુકસાનકારક હોવાના સબબે બંધ કરવી પડે તો કારપોરેશનની બહાલી મેળવી તેને બદલે બીજી લાયક અને સગવડભરેલી જગયા કમીશનરે પુરી પાડવી પડે. એવી નવી જગયા શેહેર મધે કે શેહેર બહાર પુરી પાડી શકાય. એવી જગયા નકી થવે કમીશનરે મયુનીસીપાલીટીમાં નોધવી જોઇયે અને તેનો નકશો મયુનીસીપલ એકઝીકયુટીવ ઇજનેર પાસે તઇયાર કરાવી સાથે મુકવો જોઇયે.

ઉપલી ફરજ પ્રમાણે ખ્રીસતી, મુસલમાન તથા હીંદુઓને કબ્રસતાન તથા બાળવાની જગયાઓ મયુનીસીપલ ખરચે પુરી પાડવામાં આવી છે અને તે ઉપર મોટો ખરચ થયો છે. વાંચનાર જોશે કે મયુનીસીપાલીટીને માથે જે ફરજ છે તે ફકત લાયક અને સગવડભરેલી જગયાઓ (fit and convenient places) પુરી પાડવાની, ને નહીં કે તમાં જોઇતી અનેક સગવડો પણ પુરી પાડવાની.

જે જગયા અગાઉ કાયદા પ્રમાણે મુડદાંને ઠેકાણે પાડવા સારૂ વપરાયલી તથા નોધાએલી ન હોય, તે કમીશનરની લખીલી પરવાનગી વગર કોઇથી પણ એવાં કારણ સારૂ વપરાય નહીં. જો વાપરી હોય તો રૂ૫૦૦ પાંચસો સુધીનો દંડ થાય. કમીશનરે પરવાનગી આપવા સારૂ કે પરવાનગી આપવાની ના પાડવા સારૂ કોરપોરેશનની બહાલી મેળવવી જોઇયે.

## મુવેલાંઓની લાસને ઠેકાણે પાડવાની જગયાઓ બંધ કરવાની ગોઠવણ.

કોઇ સમશાન કે કબરસતાન વગેરે જો બંધ કરવું પડે તો તે રીશે ઘણો જ પાકો બંદોબસત રાખવામાં આવયો છે. એવી કોઇ વપરાસની જગયા બંધ કરવામાં આવે તો તેથી લોકલાગણી દુખાય એ કુદરતી છે; તેથી વીના કારણે એવું પગલું ભરવામાં આવે નહીં તેની જોઇએ તેટલી સંભાળ કાયદામાં રાખવામાં આવી છે. પહેલાં તો કમીશનરને પકકે પાયે ખબર મળવી જોઇયે કે એવી કોઇ જગયા એવી હાલતમાં આવી છે કે તે મુદડાંને ઠેકાણે પાડવાના કામમાં વધુ વખત વપરાય તો તેથી લોકસુખાકારીને નુકસાન થાય. એવી ખબર મળવે તેણે જાતે જઇ તે બાબદની તપાસ કરવી જોઇયે, ને જો પોતાની ખાતરી થાય તો પછી તેણે તે બાબદ, સરવે કારણો સાથે, કોરપોરેશન સનમુખ રજુ કરવી. કોરપોરેશને પછી તે બાબદ પર વીચાર ચલાવવો, ને જો તેમની ખાતરી થાય કે તે જગયા બંધ કરવાની જરૂરજ છે, તો પોતાના તેવાં મત સાથે સરકારપર તે બાબદ વીચાર કરવા સારૂ મોકલી આપવી. સરકારે વળી તે માટે ઘટતી તપાસ પોતા તરફથી કરાવવી, ને પોતાની ખાતરી થવા પછી મુંબઇના સરકારી ગેઝેટમાં તથા સથાનીક વરતમાનપત્રોમાં જાહેરનામું આપી હુકમ કરવો કે મુડદાંને ઠેકાણે પાડવા એવી જગયા વપરાતી બંધ કરવી. એ



નામદાર પ્રીન્સ ઓફ વેલ્સને મ્યુનીસીપાલ એડરેસ.

હુકમ મયુનીસીપાલીટીના દફતરમાં નોંધવો, તથા તે જાહેરનામાની એક નકલ તથા તેના ગુજરાતી, મરાઠી, તથા ઉરદુ ભાષામાં કરેલા ભાશાંતરની એકેકી નકલ પેલી જગયા પર કે તેની પડોશમાં કોઈ દેખાઈ આવે એવે ઠેકાણે ચોટાડવી. એવો હુકમ નીકળવા પછી બે મહીને પેલી જગયા વપરાસથી બંધ કરવી.

## લાસની ઠેકાણે પાડવાની જગયા બંધ કરવા પછી પાછી ઉઘાડવાની ગોઠવણ.

ઉપર લખ્યા પ્રમાણે અથવા બીજા કોઈ કાયદાની રૂએ, મુડદાંનો નીકાળ કરવાની જગયા બંધ કીધેલી હોય, ને એવું માલમ પડે કે લાંબો વખત વહી જવાથી હવે તે પાછી વપરાય તો લોક સુખાકારીને નુકસાન નહી થાય, તો કમીશનરે જાતે જઈ તે વીશે તપાસ કરવી, ને પોતાની ખાત્રી કરવી કે તે ફરી વપરાસમાં આવે તો તેમાં ખાસતી જેવું કાંઈજ નથી. એટલું કરવા પછી તે બાબદ તેણે કોરપોરેશન પાસે લઈ જવી, ને ઉપર લખ્યા પ્રમાણે કોરપોરેશન તે સરકાર પર મોકલી આપે, ને સરકાર જાહેરનામું કાઢી તે જગયા પાછી ઉઘાડવાની પરવાનગી આપે.

## મુડદાંને ઠેકાણે પાડવાની બાબદ કેટલાંક મનાઈ કીધેલાં કામો.

અગર જો કમીશનર પાસેથી લખીત પરવાનગી મેળવવા વગર કોઈ શખસ—

કોઈ ભકતીની જગયા (દેવળ વગેરે)માં કોઈ ઠેકાણે દાટવાનું કામ કરે,—

બંધ કીધેલી જગામાં મુડદાંનો નીકાળ કરવાનું કાંઈ કામ કરે,—

મયુનીસીપાલીટીમાં એ કારણસર નોંધાએલી નહીં હોય તેવી જગયામાં મુડદાંનો નીકાળ કરવાનું કાંઈ કરે,—

દાટેલું મુડદું પાછું કાઢે—(સીવાય કે "ક્રીમીનલ પ્રોસીજર કોડ" કે બીજા ચાલુ કાયદાની સતા પ્રમાણે કરવું પડયું હોય તો),—

તો તેને રૂ૫૦૦) પાંચસો સુધીના દંડની સજા ફરમાવેલી છે.

એ મનાઈ કીધેલાં કામો માહેલું કોઈપણ કામ કરવા સારૂ, ખાસ બાબદોમાં, રજા આપવાની કમીશનરને સતા આપેલી છે; પણ સરકાર વખતો વખત એ બાબદ જે હુકમ આપે તેને અનુસરીને રજા આપવી જોઈયે.

નીચે લખેલાં કામો સારૂં પણ મનાઈ છે ને જો તે કોઈએ કરયાં હોય તો દરેક કામ સારૂં રૂ૧૦૦) સુધીનો દંડ તેને કરાવી શકાય. તે એ કે,—

બાળવા, દાટવા કે બીજી રીતે નીકાળ કરવા વગર ઘરમાં મુડદું એટલો વખત રાખી મુકવું નહી કે તેથી પીડા જેવું (nuisance) થઈ પડે.

બરાબર રીતે ઢાંકયા વગર, તથા રોગ ઉડે નહી ને લોક સુખાકારીને નુકસાન થાય નહી તે સારૂં કમીશનરે જાહેરનામુ આપી ફરમાવયું હોય તે પ્રમાણે ઉપાય લેવા વગર, મુડદું કે મુડદાનો ભાગ રસતેથી લઈ જવો નહી;

કમીશનરે જાહેરનામુ કહાડી જે રસતા મુડદાં લઈ જવા સારૂં બંધ કીધા હોય તેવે રસતે મુડદું લઈ જવું નહી, સીવાય કે જો બીજો કોઈ રસતો હોયજ નહી તો;

વહાડકાપને વાસતે કોઈ લાસ વપરાયલી હોય તે લાસ કે તેનો કોઈ ભાગ બંધ પેટી કે ગાડીમાં મુકવા વગર લઈ જવો નહી;

સખત જરૂર પડી હોય તે સીવાય લાસ કે તેના કોઈ ભાગને લઈ જતાં રસતાપર કે રસતાની બાજુએ ઉતારી મુકી રાખવા નહી;

લાસને એવી રીતે દાટવા દેવી નહી કે તેનો કોઈ પણ ભાગ અથવા જો પેટીમાં મુકી દાટી હોય, તો પેટીનો

કોઇ પણ ભાગ જમીનની સપાટીથી ૬ ફીટ કરતાં ઓછી ઉંડાઇએ ડટાય;

ડાટવાની જગયાએ કોઇ ઘોર કે ખાડો બીજી કોઇ ઘોર કે ખાડાથી બે ફીટથી ઓછે તફાવતે અથવા કમીશનરે નક્કી કરેલી લાઇનથી જુદી લાઇનમાં ખોદવો કે ખોદાવવો નહી.

કમીશનરની લખેલી પરવાનગી મેળવવા વીના કોઇ ઘોરમાં લાસ ડાટેલી હોય તે બીજી લાસ ડાટવા સારૂ પાછી ખોલાવવી નહી.

બાળવાની જગયાએ લાસ લાવવા પછી ૭ કલાકથી વધુ તેને બાળવા વગર રાખી મુકવી નહી.

લાસને એવી રીતે બાળવી નહી કે તેનો કોઇ પણ ભાગ તદન ભસમ થઇ ખાખ બની જવા વગર રહી જાય, કે તેને લગતું કાંઇ કપડું કે તેને લાવવામાં વાપરેલી બીજી કાંઇ જણસ પણ બળીને ખાખ થઇ જવા વગર તયાં રહી જાય કે તયાંથી કોઇ લઇ જઇ શકે.

## જનમ અને મરણની નોધ.

જનમ અને મરણની નોધ રાખવા સારૂં કમીશનરને ફરમાવયું છે જે તેણે શેહેરને પોતાને વાજબી લાગે તેમ, જુદાં જુદાં પરાંમાં તથા પેટા પરાંમાં વહેંચી નાખવું, ને એવા દરેક પરાં સારૂં કોઇ મયુનીસીપલ અમલદારને જનમ અને મરણની નોધ રાખનાર (Registrar of Births & Deaths) નેમવો. એવા દરેક રેજીસ્ત્રારે પોતાના પરાંમાંજ રહેવું, અને પોતાના ઘરના બારણા ઉપર દેખાઇ આવે તેવી રીતે પાટીઉં મારવું ને તેપર લખવું કે તે પરાંમાં થતાં જનમ મરણ નોધનાર રેજીસ્ત્રાર તે છે. વળી દરેક પરાંમાં રેજીસ્ત્રાર કોણ છે ને તે કયાં રહે છે તેની એક ટીપ મયુનીસીપલ આફીસમાં હંમેશ રાખવી ને કોઇ પણ ધણી વાજબી વખતે આવી તે જોવા માંગે તો કાંઇ પણ દામ લેવા વગર તેને તે દેખાડવી. એમ કરવાની મતલબ એ કે કોઇપણ બહાનું કાઢી ન શકે કે રેજીસ્ત્રાર કોણ હતો ને કયાં રહેતો હતો તે તેને માલમ પડી શકયું નહી. દરેક રેજીસ્ત્રારની ફરજ છે જે તેના પરામાં જે કાંઇ જનમ ને મરણ થાય તેની સંભાળથી ખબર કાઢી પોતે વાકેફ રહેવું, ને તેને લાગતી સરવે જોઇતી વીગતો મેળવવી, ને કમીશનરે તેને પુરી પાડેલી ચોપડીમાં તે સરવે નોધવી ને તેમ કરવા સારૂ કાંઇપણ ફી કે બક્ષીશ માગવી કે લેવી નહી.

## બચ્ચાંનો જનમ નોધાવવાની ફરજ.

શેહેરમાં દરેક બચ્ચું જનમે તેના બાપ તથા માની ફરજ છે, ને જો બાપ અને મા તે ફરજ ન બજાવે કે ન બજાવી શકે તો જે ઘરમાં બચ્ચું જનમયું હોય તે ઘરના કબજેદારની ફરજ છે, ને બચ્ચું જનમતી વખતે હાજર રહેનાર દરેક જણની ફરજ છે, ને જે કોઇ ઓરત કે મરદને હસતક તે બચ્ચું હોય તેની પણ ફરજ છે કે તે બચ્ચાંના જનમ પછી સાત દીવસની અંદર તેના જનમની નોધ તથા બીજી તેને માલમ હોય તેટલી જરૂરની વીગતો રેજીસ્ત્રારને પહોચાડવી. એ ફરજ જો નહી બજાવી હોય તો રૂ૧૦૦ સુધીનો દંડ વાંક પુરવાર થયે કરી શકાય.

વીગતો જે પુરી પાડવી પડે છે તે નીચે પ્રમાણે છેઃ—

૧. જનમની તારીખ;

૨. જનમનું ઠેકાણું (ઘરનો નંબર, મોહોલાનું નામ, વગેરે);

૩. માબાપનું નામ, ધંધો, તેમનો જનમ કયાં થયલો, ને મુંબઇમાં કેટલા દીવસનો વસવાટ;

૪. બચ્ચાંની મા પોતાના ધણીની એકજ બાયડી છે કે બે જીવતીમાંની એક છે, કે ત્રણ કે વધારે જીવતી બાયડીમાંની એક છે;

૫. બચ્ચાંની મા વગર પરણેલી હોય તો તે;

કે બચું જીવતું જનમેલું છે કે મુવેલું, છોકરો છે કે છોકરી, નયાત જાત વગેરે ને નામ પાડયું હોય તો નામ શું છે.

અગરજો એકમેક સાથે પરણેલાં નહી હોય એવાં માબાપને બચું અવતરયું હોય, તો કોઇ પણ શખસને તે બચાના બાપ દાખલ જનમ વીશે ખબર પુરી પાડવાની ફરજ પાડી શકાય નહી, અને રજીસ્ટ્રારે પોતાના દફતરમાં તે બચાંના બાપ દાખલ કોઇનું પણ નામ નોંધવું નહી, સીવાય કે બચાંની મા અને જે શખસ બચાંના બાપ દાખલ કબુલ કરતો હોય તે બેઉ સાથે મળી અરજ કરે તોજ, એવા બાબમાં તે ધણીએ તથા બચાની માયે બેઉએ દફતરપર પોતાની સહી કરવી એવું ફરમાવયું છે.

જો તરતનું જનમેલું કોઇ તજી દીધેલું બાળક મળી આવે તો જેને તે બાળક મળયું હોય, કે જેને હસતક તેને સોંપવામાં આવયું હોય, તેની ફરજ છે જે તે બાળક મળવા પછી સાત દીવસની અંદર તેના જનમને લગતી જે કાંઇ વીગત પોતાને ખબર હોય તે નોંધાવવી. એમ કરવા જો તે ચુકે તો રૂ૧૦૦ સુધી તેને દંડ થાય.

## મરણ નોંધવાની ગોઠવણ.

મયુનીસીપલ દફતરમાં નોંધેલી હોય એવી મુડદાંનો નીકાલ કરવાની દરેક જગયા સારૂ એક મયુનીસીપલ અમલદાર રાખવો પડે છે, જેની ફરજ હોય છે કે તયાં આવતા દરેક મુડદાને લગતી જોઇતી વીગતો મળવી નોંધી લેવી. તે અમલદારને જો તે ઠેકાણે ચાલુ હાજરી આપવાની ફરજ પાડવાનું કમીશનર જરૂરનું ન ધારે તો તેનું નામ અને ઠેકાણું તયાં જણાઇ આવે એવી રીતે લગાડવું જોઇયે.

## મરણની ખબર આપવાની ફરજ કોને માથે?

કોઇ માણસ મરણ પામે તેના મરણ વખતની બીમારીમાં તેની પાસે કે તેની ચાકરીમાં તેનાં જે સગાં હોય તેમાંથી સઉથી નજદીકનાં સગાં જે હોય તેમની તેના મરણ વીશે ખબર કરવાની પહેલી ફરજ છે. અગર જો એવાં કોઇ સગાં નહી હોય તો જે કોઇ માણસો તેના મરણ વખતે તેની પાસે હોય તે દરેકની તથા જે ઘરમાં મરણ પામે તે ઘરના કબજેદારની ફરજ—જો તે મોત વીશે તેને ખબર પડી હોય તો. તેઓથી જો ન બને તો તે ઘરમાં રેહેતા દરેક માણસની તથા મુડદાને લઇ જનાર માણસોની ફરજ.

એ ખબર તે મરનારની લાસને ઠેકાણે પાડતી વખતે કે તે અરસામાં પુરી પાડવી. જો ખબર આપનાર ધણીને લખતાં આવડતું હોય તો તેણે લખીને ખબર આપવી, અથવા લખતાં ન આવડતું હોય તો મોઢેથી આપવી, ને પેલા અમલદારને પોતાનું નામ, ઠામ તથા ધંધો લખાવવો અને પોતે પોતાની જાણ પ્રમાણે જે વીગતો લખાવી હોય તેપર પોતાની સહી અથવા નીશાની કરવી.

ઉપર પ્રમાણે ખબર આપવામાં પછાત પડવા સારૂ રૂ૧૦૦ સુધીનો દંડ ફરમાવેલો છે.

મરણ વીશે જે વીગતો પુરી પાડવી પડે છે તે નીચે પ્રમાણે છે:—

(૧) મરણનો દીવસ,

(૨) રહેવાનું ઠેકાણું,

(૩) મુંબઇ શેહેરમાં કેટલાં વરસનો વસવાટ,

(૪) બહાર ગામનું માણસ હોય તો કયા ગામનું,

(૫) નામ,

(૬) સ્ત્રી કે પુરૂશ.

(૭) જાત,

(૮) ઉમર,

(૯) ધંધો (મરનારનો કે તેના કુટુંબનો,)

(૧૦) જનમનું ઠેકાણું,
(૧૧) તેના કુટુંબનો દેશ કયો,
(૧૨) મરણનું કારણ,
(૧૩) કેટલા દીવસની માંદગી,
(૧૪) સારવાર કરનાર વઇદનું નામ ને ઠેકાણું,
(૧૫) લાસને ઠેકાણે પાડવાની જગયા, તથા તેને દાટી કે બાળી કે બીજી શી રીતે તેનો નીકાળ કીધો.

## ડાકટરો માથે સરટીફીકેટ આપવાની ફરજ.

જો કોઇ માણસ મરી જાય તેની મરણ વખતની માંદગીમાં કોઇ પસાર થયલા ડાકટરે તેની સારવાર કીધી હોય તો તે ડાકટરની ફરજ છે જે નીચે લખેલી વીગતો સાથેની એક સરટીફીકેટ લખી કમીશનરપર મોકલી આપવી:—

(૧) મરનારનું નામ.
(૨) તેના મરણનું કારણ.

અગરજો એ ફરજ અદા નહીં કીધી હોય તો એવા ડાકટર સારૂ કાયદામાં રૂ૧૦૦ એકસો સુધીના દંડની સજા ફરમાવેલી છે.

શેહેરમાં થતાં સરવે મરણ તથા તેનાં કારણો અને બીજી પુરી પાડેલી વીગતો મયુનીસીપલ ઓફીસના ચોપડામાં નોંધી રાખવામાં આવે છે, જયાંથી કોઇ મરણ વીશે કાંઇ ખબર જોઇતી હોય તો તે મળી શકે છે.

## વસતીની ગણતરી.

શેહેરમાં કેટલાં માણસો વસે છે તેની ગણત્રી કયારે અને શી રીતે કરવી તે કમીશનર નકી કરે છે; પણ તેમ કરવા અગાઉ તેને કોરપોરેશન તેમજ સરકાર બેઉની બહાલી મેળવવી પડે છે. એ બહાલી મેળવી તથા જરૂરજોગા ખરચનો બંદોબસત કરી કોઇ ચોકસ વખતે શેહેરમાં શું વસતી છે તે ગણાવવાનું કામ કમીશનર હાથમાં લઇ શકે. ગણત્રી કયે દીવસે કરવાની છે અને કઇ રીતે કરવામાં આવશે તે વીશે સરકારી ગેઝેટમાં તેમજ વરતમાનપત્રોમાં એક માસ આગળથી જાહેર ખબર છપાવવાનું ફરમાવેલું છે.

કમીશનરે નેમેલા ગણત્રી કરનાર કે તેના હાથ હેઠળનો માણસ ગણત્રીના દીવસની ચાર દીવસ અગાઉ એક છાપેલા ફારમ દરેક ઘરમાં આપી જાય. તેમાં સરકારને પુછી નકી કરેલી જોઇતી વીગતો મેળવવાના કોઠા પાડેલા હોય છે. એ ફારમ ઘરના ધણીએ કે તેના ભાડુતે કે તેના મુખય કબજેદારે ભરી આપવાં તથા તેપર પોતાની સહી કરવી. અગર જો તેને લખતાં ન આવડતું હોય તો પેલા ગણતરી કરનારને સરવે વીગતો લખાવવી. અગરજો જોઇતી વીગતો લખીને કે મોઢેથી પુરી પાડવા કોઇ ના પાડે તો તેને, તે પોતે જોઇતું કરે કે જોઇતી વીગતો બીજી રીતે મેળવી શકાય તયાં સુધી, પરહેજ રાખવાની સતા કાયદામાં આપેલી છે. વળી એ ઉપરાંત તેને રૂ૫૦) પચાસ સુધીનો દંડ પણ કરાવી શકાય.

જો કોઇને લખતાં ન આવડતું હોય ને તે ગણતરી કરનાર અમલદારને વીગત લખાવવા માગે ને તે લખી લેવા ના પાડે તો તેને પણ રૂ૫૦) પચાસ સુધીનો દંડ કરાવી શકાય.

અગરજો વીગત ખોટી લખાઇ હોય, કે પુરેપુરી ન લખાઇ હોય તો ગણતરી કરનાર કાગળ પાછો આપી લખેલી નોટીસ આપે કે ૪૮) કલાકની અંદર તે સુધારી બરાબર ભરી આપવો, ને તેમ જો ભરી ન આપયો હોય તો રૂ૨૦૦) બસો સુધીના દંડની સજા કાયદામાં ફરમાવેલી છે.

હમણાંજ (એટલે ગઇ તારીખ ૯ મી ફેબરવારી સને ૧૯૦૬ ની રાત્રે) છેલ્લી વસતીની ગણતરી થયલી હોવાથી ઉપલી વીગતો જાણવા લાયક થઇ પડશે. કાયદામાં ફરમાવેલી કોઇ પણ સજા એ ગ

ણુતરી વખતે અમલમાં મુકવાની ફરજ પડી હોય એવુ જણાયું નથી. કોઇ પણ ધણીએ એ કામમાં અડચણ કીધી હોય એમ દેખાતું નથી. વસતીની ગણુતરી બાબત અગાઉ લોકનાં મનમાં તરેહવાર વહેમ હતા. એમ મનાતું કે સરકાર કર વધારવા સારૂં કે લશકરમાં લોકને જબરીથી જોડવા સારૂં ગણુતરી કરાવે છે. વળી એમ પણ માનવામાં આવતું કે લોકની સંખ્યાની મોજણી કરવાથી લોકપર ઇશવરી કોપ ઉતરે છે ને લોકની સંખ્યા ઓછી થાય છે.

આખા દેશની વસતીની ગણુતરી દશ વરસે એક વખતે કરવાનો ચાલ છે. એ ગણુતરી સરકાર કરાવે છે. એમાં મુંબઇ શેહેરની વસતીની ગણુતરી કરવાનો ખરચ સરકાર તથા કોરપોરેશન સરખે ભાગે આપે છે. એવી છેલ્લી ગણુતરી ૧૯૦૧ ના સાલમાં તા૦ ૧ લી મારચને દીવસે લેવામાં આવી હતી. પણ આગળ લખાઇ ગયું છે તે પ્રમાણે તે વખતે મુંબઇ શેહેરમાં મરકીનું જોર વીશેશ હોવાથી ઘણું લોક બહારગામ નીકળી ગયું હતું. ને વસતી એટલી ઓછી થઇ હતી કે ફકત ૭૭૬૦૦૬ માણુસો મુંબઇમાં વસતાં હોય એવો હીસાબ નીકળયો હતો. મુંબઇની સાધારણ વસતી ખરેખરી કેટલી છે તે જાણવાનું તરેહવાર કારણો ને લીધે ઘણું અગતયનું હોવાથી દશ વરસનો દાયકો પુરો થવાની વાટ જોવા વગર અધવચ્ચે નવી ગણુતરી કરવાનું કોરપોરેશને ઠરાવયું. એ કામ સારૂં જો ઇડી બહાલી સરકારે આપી ખરી, પણ ખરચ આપવા ના પાડી. સીટી ઇમપરૂવમેંટ ટરસટ તરફથી ૨૨૫૦૦) ની નાની રકમ પોતા તરફના ફાળા દાખલ મળી છે તે સીવાય એ ગણુતરીનો બધો ખરચ મયુનીસીપાલીટીને માથે પડશે. એ ખરચ ૨૨૫૦૦૦) જેટલો થવા જશે. હજીસુધી ગણુતરીનો પાકો હીસાબ બહાર પાડી શકાયો નથી પણ જે વીગત બહાર પડી છે તે ઉપરથી જણાય છે જે લગભગ દશ લાખ માણુસની વસતી ગણાઇ છે, એટલે આગલી ગણુતરી કરતાં એથી સવાબે લાખ જેટલી વધારે. એ પરીણામ પરથી દેખાય છે જે વચગાળેની ગણુતરી કરવાનો ખરચ ફોકટનો થયો નથી. એ શુભ કામની શાબાશી મોટે ભાગે તનદરોસતીખાતાંના વડા, ડાકટર ટરનરને ઘટે છે, જેઓએ વારે ઘડીએ નવી ગણુતરી કરવાની જરૂરીઆતપર કોરપોરેશનનું ધયાન ખેંચયું હતું.

## પેટા કાનુનો.

શેહેરનો મયુનીસીપલ અમલ સાધારણ રીતે શી રીતે કરવો તે મયુનીસીપલ આકટની જુદી જુદી કલમોમાં નકી કરયું છે. પણ તરેહવાર જુદી જુદી બાબદોની બારીકીને લગતા ખાસ નીયમો બનાવવાનું કોરપોરેશનનેજ સોંપવામાં આવયું છે. એ નીયમો અથવા પેટા કાનુનો (By-Laws) મયુનીસીપલ કાયદાની કલમોના કોઇ પણ ફરમાનથી જુદા પડે એવી રીતે ઘડાય નહી, એટલે કે એમ નહી થાય જે મયુનીસીપલ કાયદામાં ચોકસ ચીજ વાસતે ચોકસ બંદોબસત ઠરાવયો હોય તેથી જુદો જ કે અયુકત કાંઇ બંદોબસત પેટા કાનુનથી કરાય. જે જુદી જુદી બાબદોપર પેટા કાનુનો ઘડવાની કોરપોરેશનને સતા છે તેમાંની કેટલીક નીચે પ્રમાણે છે :—

ગટરો, ગટર સંબંધી કામો, ખાળકુવા, જાજરૂ વગેરે બંધાવવા, ચાલુ રાખવા તથા તેનો વહીવટ કરવા બાબદ;

પાણીનાં બાંધકામો, નળો તથા પાણી પુરૂં પાડવાની સઘળી ગોઠવણો બાબદ;

ઘરનાં બાંધકામ, ઘરની અંદર કે બહાર હવાની આવજાવ સારૂં ખુલ્લી જગયાઓ રાખવા બાબત; કારખાના, ગોડાઉન, તબેલા, દુધ વેચવાની દુકાનો, મારકીટો, કસાઇખાના, કબ્રસતાન, મસાણ વગેરેપર દેખરેખ રાખવા તથા

તેમને સારી હાલતમાં રાખવાના ઘટતા બંદોબસત બાબત.

કસાઇઓ ઉપર દેખરેખ તથા તકેદારી રાખવા બાબત, ખોટાં વજન કે માપ કોઇ મારકીટમાં વપરાય નહી તેની દેખરેખ બાબત તથા મારકીટોના ભાવની ટીપ બહાર પાડવા બાબત.

જનમ તથા લગન તથા મરણની નોંધ રાખવા બાબત, વસતીની ગણત્રી કરવા બાબત.

સટેનડીંગ કમીટી પોતાને સોંપેલું કાંઇ કામ પેટા કમીટી પાસે કરાવવા માગતી હોય તો તે વીશે કરવા જોઇતા બંદોબસત બાબત.

જોઇંટ સકુલસ કમીટીના કામના બંદોબસત, કેળવણી કે આસપીટલ સારૂં કોરપોરેશન કોઇ જાયુકની કમીટી નેમે તો તેના કામના બંદોબસત બાબદ અને

સાધારણ રીતે મયુનીસીપલ કાયદાનાં ફરમાનો તથા ઇરાદાઓને અમલમાં મુકવા સારૂ કાંઇ પણ બંદોબસત બાબત.

એ પેટા કાનુનો કાયદાની કલમો માફકજ અમલ કરી શકે, અને વળી કોરપોરેશનને એટલે સુધી સતા છે જે કોઇ પણ પેટા કાનુનનો ભંગ કરવા સારૂં રૂ૨૦ સુધીની હદમાં તેને ગમે તેટલો દંડ નક્કી કરે, ને જો કોઇ પેટા કાનુનનો ચાલુ ભંગ થાય તો પહેલાં ભંગ સારૂં તકસીરવાર ઠરવા પછી અથવા કમીશનર તરફથી તે ભંગ અટકાવવા સારૂં નોટીસ મળવા પછી દરેક દીવસને સારૂં રૂ૧૦ ની હદ સુધીનો દંડ નક્કી કરે.

એ રીતે ખુદ કાયદો ઘડવાની પણ સતા કોરપોરેશનના હાથમાં મુકવામાં આવી છે. પણ એ અગતયની સતા સંભાળથી ભોગવવામાં આવે ને તેનો ગેરઉપયોગ ન થાય તે માટે ચોકાસી ઘણી રાખેલી છે. તેમાં મુખય તો એ કે કારપોરેશનનો ઘડેલો દરેક પેટા કાનુન સરકાર તપાસી જુવે, ને સરકાર બહાલી આપે તોજ તે અમલમાં આવે ને નહી તો રદ જાય. વળી બીજી ચોકાસી એ કે, કમીશનરને લાગે કે ચોકસ બાબત સારૂં પેટા કાનુન ઘડવાની જરૂર છે તો તે પેટા કાનુનનો એક ખરડો તઇયાર કરી તે કોરપોરેશન સનમુખ મુકે. કોરપોરેશન તે ખરડો પસંદ કરે તો તે વીશે સરકારી ગેઝેટમાં તથા સથાનીક વરતમાન પત્રોમાં જાહેર ખબર આપે કે અમુક પેટા કાનુન બનાવવાનો ઇરાદો છે. ને કોઇને કાંઇ વરવાંધો હોય કે સુચના કરવી હોય તો તે કોરપોરેશનની જાણમાં લાવવા સારૂં દોઢ મહીનાનો વખત આપે. એ વખત દરમયાન કાંઇ સુચના કે વરવાંધો લખાઇ આવયો હોય તો તે ધયાનમાં લે. દરેક સુચના કે વરવાંધો લખીને મોકલી આપવો જોઇયે. પણ કોઇ ધણી પોતે જાતે હાજર થઇ, કે પોતાના વકીલ કે આડતીયા મારફતે, મોઢે મોઢું વાંધો જણાવવા માંગતા હોય, તો જે દીવસે તે બાબત કોરપોરેશન પાસે નીકળવાની હોય તેની ૧૦ દીવસ આગમજથી પ્રમુખને ચેતવણી આપી તેમ કરી શકે. જે દીવસે કોરપોરેશન અમુક પેટા કાનુનપર છેવટનો વીચાર ચલાવવાની હોય તેની ઓછામાં ઓછો એક માસ અગાઉથી તેની એક છાપેલી નકલ જાહેર લોકને વાકેફ થવા સારૂં મયુનીસીપલ આફીસમાં ખુલ્લી મુકવામાં આવે ને જેને ગમે તે આવી વગર દામે તે વાંચી જાય. વળી એક રૂપીઆની હદમાં કમીશનર ઠરાવે તેટલી કીમત લઇ, કોઇ માગે તો તેને છાપેલી નકલ વેચાતી પણ આપવી.

છેલ્લે વળી જયારે કોઇ પેટા કાનુન કોરપોરેશન પસારે કરે અને તેને સરકાર બહાલી આપે તયારે તેને સરકારી ગેઝેટમાં છાપવો પડે ને એમ છાપવા પછીજ તે અમલમાં આવે.

વખતો વખત જે પેટા કાનુનો અમલમાં હોય તે સરવે છપાવવાની તથા

જે માગે તેને નકલ ધીઠ બેઆના કીમત લઇ વેચવાની કમીશનરને માથે ફરજ મુકેલી છે. વળી વધારે એવી ફરજ કમીશનરને આપેલી છે જે તેણે વરતમાનપત્રોમાં જાહેરખબર છપાવી લોકને જણાવવું કે એ રીતે ફલાણે ઠેકાણેથી પેટા કાનુનોની નકલો વેચાતી મળશે, એટલુંજ નહી પણ વધુ એમ કમીશનરને ફરમાવવું છે જે મયુનીસીપલ આફીસમાં તથા મારકીટો, કસાઇખાના તથા લોકની જાહેર આવજાની બીજી જયાઓએ તથા જે ઠેકાણે એ પેટા કાનુનો લાગુ પડતા હોય તેવે ઠેકાણે પાટીયાં ઉભાં કરે ને તેપર પેટા કાનુનો રંગાવે કે તેની નકલ ચોંટાડે ને વખતો વખત એવાં પાટીયાં જુનાં થઇ જાય તેને નવેસરથી બનાવે.

સરકારે પેટા કાનુનોને બહાલી આપવાનો હક રાખયો છે તેમ કોઇ બહાલ કરેલો પેટા કાનુન પાછો ખેંચી લેવાનો પણ હક રાખયો છે, તે એવી રીતે કે સરકારને કોઇ પણ વખતે એમ લાગે કે ચોકસ પેટા કાનુન કે તેનો કોઇ ભાગ રદ કરવો જોઇયે તો તેમ કરવાનાં કારણો તેણે કોરપોરેશનને જણાવવાં ને ચોકસ વખત ઠરાવવો, જેટલામાં કોરપોરેશને તે વીશે સરકારને પોતાનો વીચાર જાહેર કરવો. કોરપોરેશન જે કરે તે ધયાનમાં લીધા પછી સરકારને વાજબી લાગે તો સરકારી ગેઝેટમાં તથા સથાનીક વરતમાનપત્રોમાં જાહેર ખબર છપાવી પેલો પેટા કાનુન કે તેનો કોઇ ભાગ રદ કરી શકે. કોરપોરેશન કોઇ આખો પેટા કાનુન રદ કરવા સામે વાંધો લે, ને સરકાર ધારે કે તે રદ થવો જોઇયે, તો સરકાર તેને રદ કરી શકે, પણ કોરપોરેશનની મરજી વીરૂધ પેટા કાનુનનો ફકત ચોકસ ભાગ સરકાર રદ નહી કરી શકે.

## સરકારનો કબજો.

જુદા જુદા મયુનીસીપલ સતાધારીઓ વીશે લખતાં આગળ લખાઇ ગયું છે જે કાયદામાં નેમેલા ત્રણ સતાધારીઓ ઉપરાંત મુંબઇની સરકાર એક ચોથો સતાધારી છે. કેટલીક બાબત સરકારે પોતાના હાથ અને હુકમમાં રાખી છે, ને કેટલીક બાબતમાં કોરપોરેશનની હકુમત બાજુએ મુકી પોતાના હાથમાં હકુમત લઇ લેવાની ગોઠવણ કાયદામાં મુકી છે. એ ગોઠવણ નીચે પ્રમાણે છે :—

ચોકસ બાબતો જે કાયદામાં દરશાવેલી છે તે વીશે જો સરકારને ફરીઆદ મળે ને તપાસ કરતાં તેની ખાતરી થાય કે કાયદામાં ફરમાવવા પ્રમાણે જે ઘટતું કરવું જોઇયે તે પ્રમાણે કોરપોરેશને કર્યું નથી તો સરકાર એક હુકમ કાઢી ચોકસ વખત નેમે કે જે વખત દરમયાન જે ઘટતું હોય તે કોરપોરેશને કરવુંજ જોઇયે.

કાંઇ તુરતા તુરત ઉપાય થવો જોઇયે એવી બાબત હોય તો ઉપલો હુકમ કાંઇ પણ આગમજથી ચેતવણી આપવા વગર સરકાર એકદમ કાઢી શકે. પણ જો એવી ઉતાવળની વાત ન હોય તો એક માસ અગાઉથી સરકાર કોરપોરેશનને, અથવા ચાહે તો કમીશનરને પણ લખેલી નોટીસ આપી ચેતાવે કે એવો હુકમ કાઢવા જેવી વાત છે, વાસતે તેવો હુકમ કાં નહીં સરકારે કાઢવો તેનાં કારણ દરશાવવાં, ને જે કારણ દેખાડવામાં આવયાં હોય તે ધયાનમાં લઇ પછી ઠીક લાગે તો સરકારે હુકમ કાઢવો.

અગરજો એવા હુકમમાં મુકરર કરેલા વખત દરમયાન જે ઘટતું હોય તે કોરપોરેશન નહીં કરે તો તે કામ કરવા સારૂં સરકાર પોતાનો માણસ નેમે, ને તેનો પગાર તથા તેને સોંપેલાં કામનો તથા તેને લગતો સેરને સરવે ખરચ મયુનીસીપલ તીજોરીમાંથી અપાવે.

વીહારનું તળાવ, જે સરકારે બાંધી કોરપોરેશનને વેચયું છે, ને જેને લગતું કરજ હજુતાથી કોરપોરેશન સરકારને

ભરે છે, તેને વીશે એવી સતા સરકારે રાખી છે જે તેઓએ તપાસ કરવા ને મેલા કોઇ શખ્સના રીપોરટપરથી એમ માલમ પડે જે તે તળાવને લગતાં કોઇ બાંધકામ સારી હાલતમાં નથી, તો તેઓ કોરપોરેશનને તથા કમીશનરને લખીને ચેતવણી આપે કે અમુક વખતની અંદર તે બાંધકામને સારી હાલતમાં મુકવા જોઇતું કરવું. એવી ચેતવણી મળવે કોરપોરેશનની તથા કમીશનરની ફરજ છે કે પોતાની સતા પ્રમાણે જેટલી હદ સુધી બને તેટલી હદ સુધી જોઇતું કરી નાખવું. અગરજો નહીં કરે તો સરકાર જોઇતું કામ કરાવી લે ને તેનો ખરચ આપવા કમીશનરને હુકમ કરે.

અગર ઉપર પ્રમાણે સરકારે કરાવી લીધેલાં કોઇ કામનો ખરચ આપવા કોરપોરેશન ના પાડે તો કેમ? તેનો પણ ઇલાજ રાખેલો છે. સરકાર હુકમ કરે કે આટલી રકમ પગાર કરવી. ચઉદ દીવસની અંદર તે રકમ કોરપોરેશને પગાર કીધી તો ઠીક. નહીં તો જે બેંકમાં મયુનીસીપાલીટીનાં નાણાં મુકેલાં હોય તેમાંથી તે રકમ મેળવવા સરકાર કોઇ આસામીને નેમે; ને તેને હુકમ આપે કે તે બેંકમાંથી પેલી રકમ લેવી. પેલો આસામી એવો હુકમ બેંકને દેખાડે તો બેંકને તે રકમ આપવાની ફરજ પડે અને તે રકમ સંબંધી તેના ઉપર કોરપોરેશનનો કશો દાવો ચાલી શકે નહીં.

એ રીતે, પોતાના તેમજ શેહેરના લાભ અરથે, સરકારે કોરપોરેશનનાં કામકાજ ઉપર પોતાનો મજબુત કાબુ રાખયો છે.

## નવો મયુનીસીપલ કાયદો.
## (૧૯૦૫ નો ૫ મો.)

આ લખાણ ચાલુ હતું તેટલામાં એક નવો મયુનીસીપલ કાયદો મુંબઇની સરકારે પસાર કરયો છે. એ કાયદો તા૦ ૧૨ મી ડીસેમબર ૧૯૦૫ ને દીવસથી અમલમાં આવયો. એથી અસલ મયુનીસીપલ કાયદામાં કેટલાક અગતયના ફેરફાર કરવામાં આવયા છે, જે આ લખાણમાં દાખલ કરી શકાયા નથી. કારણ કે ઘણું ખરૂં લખાણ કાયદો પસાર થયો તે આગમજનું લખાઇ ચુકયું હતું. કોરપોરેશનના સભાસદની ચુંટણી વધારે ચોખી રીતે થઇ શકે તે વીશે, મયુનીસીપલ સેક્રેટરીનો પગાર રૂ૧૨૦૦ સુધી વધારવા વીશે, ઘરની તથા બીજી ગટરો તથા ગટરનાં કામો, સંડાસો, તથા સુખશાંતીને લગતી બીજી તરેહવાર ગોઠવણો વીશે, રસતાની એક સરખી લાઇનમાં વખતો વખત ફેરફાર કરવાની સતા મેળવવા વીશે, ઘર બાંધવાની રીત, ઘરની ઉંચાઇ તથા બાંધકામપર મયુનીસીપલ દેખરેખ વીશે, ઘરોમાં ગીચ વસતી અટકાવવા વીશે, તથા એ ઉપરાંત બીજી તરેહવાર બાબદો વીશે એ નવા કાયદામાં કલમો દાખલ કીધી છે. એ કાયદો સને ૧૯૦૫ ના પાંચમા કાયદા દાખલ નોધાયો છે. જુદી જુદી કલમોથી આગલી કલમોમાં શી રીતના ફેરફાર કરયા છે તે વીગતથી સમજાવવા માગું તો ઘણું લંબાણ થઇ જાય, એટલું જ નહીં પણ ઘણો ગુચવણભરયો વીશય થઇ પડે. એટલા વાસતે આ નવો કાયદો અમલમાં આવયો છે ને તેથી મારાં લખાણમાંની કેટલીક બાબદોમાં ફેરફાર થયો છે, એટલી ચેતવણી વાંચનારને આપવી બસ સમજું છું. આ નવા કાયદાનો અસલ ખરડો ઘડી કહાડવામાં માજી મયુનીસીપલ કમીશનર મી૦ ડબલ્યુ. એલ. હારવી, તથા મયુનીસીપલ સોલીસીટર મી૦ બેસલી કાફરડનો મુખ્ય હાથ હતો. જુનો કાયદો શી શી બાબદમાં ખામીભરયો હતો ને તેને શી રીતે સુધારવાની જરૂર હતી તે વીશેનું ગ્નાન, પોતાના ઓધાઓની ફરજો બજાવવા દરમયાન એ બે ગ્રહસથોએ પુશકળ મેળવેલું હોવું જ જોઇયે, ને તેનો એઓએ સારો ઉપયોગ કરયો હતો. કોરપોરેશને એ તથા એ પછીના ખરડા બહુ બારીકીથી તપાસયા હતા, અને

લોકના લાભ સાચવવાની બહુજ સંભાળ લીધી હતી. કોરપોરેશનના વીચારો ઉપર સરકારે સારૂં લક્ષ આપયું હતું, ને જે જે બાબદોમાં સરકારથી કોરપોરેશનનો વીચાર વેગળો હતો તેવી ઘણી ખરી બાબદોમાં સરકારે કોરપોરેશનના વીચાર પ્રમાણે ચાલવાનું વાજબી ધાર્યું હતું. એ કાયદા પાછળ કોરપોરેશનમાં તેમજ લેજીસલેટીવ કાઉનસીલમાં મુખ્ય મેહેનત ઓનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતા તથા ઓનરેબલ મી૦ ઇબરાહીમ રહીમતઉલ્લાની હતી. મયુનીસીપલ કાયદો ૧૮૮૮ માં પસાર થયો તયાર પછી તેમાં થયલા આ ૧૯૦૫ વાળા બહુ અગતયના ફેરફારો વખતે પણ ઓનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતાના ઉંડા ગ્નાન અને બોહોળા અનુભવની મદદ મુંબઇ શેહેરને મળી એ ઘણા સારાં નસીબની વાત છે. કારણકે અસલ કાયદો ઘડાવવામાં એઓએ જે આગેવાનીભરયો ભાગ લીધો હતો અને તયાર પછી ૧૭ વરસની લાંબી મુદત સુધી તે કાયદા પ્રમાણે મયુનીસીપલ કારોબાર ચલાવવામાં પણ જે તેવોજ આગેવાનીભરયો ભાગ લીધો હતો, તેથી કાયદામાં શા ફેરફારોની જરૂર હતી, ને અમુક ફેરફારથી શી અસર થશે, તે એઓ કરતાં વધારે સારી રીતે બીજું કોઇ સમજી શકે નહી. એઓથી એવી કીમતી મદદો મુંબઇ શેહેરને હજી ઘણાં વરસો સુધી મળતી રહે એવું આપણે અંતઃકરણથી ઇચ્છીશું.

પહેલો ભાગ સમાપ્ત.

આ લખાણ શરૂ કરતી વખતે લખનારે પોતાની નેમ નીચલા શબદોમાં સમજાવી હતી:—

"કોરપોરેશનનું હાલનું બંધારણ શું છે, તેનો વહીવટ કેટલો બોહોળો છે અને તે બોહોળો વહીવટ કરવાની તેની ગુંજાસ શું છે, અને સતા કેટલી છે અને એ વહીવટ તે કેવી રીતે બજાવે છે તે વીશેની ટુંક સમજણ આ લખાણથી આપવાનો મારો ઇરાદો છે."

અતયાર સુધીમાં જેટલું લખાયું છે તેમાં કોરપોરેશનનાં બંધારણ તથા તેના હાથમાં મુકેલી સતાને તે સતાપર મુકેલા જુદા જુદા અંકોશો, તેની કામ બજાવવાની રીત. તેના કામનો કેટલો ભાગ તે કમીટીઓથી બજાવી શકે, તેની સટેનડીંગ કમીટીને સોંપેલું કામ, કમીશનરપર કોરપોરેશન તથા સટેનડીંગ કમીટી કેટલે દરજજે હુકમ ચલાવી શકે, કમીશનરની સતા તથા ફરજો તથા તેપર મેલાયલા તરેહવાર અંકોશો, મયુનીસીપલ કામની વચે પડવાની સરકારે પોતાના હાથમાં રાખેલી સતા, વગેરે બાબદોનું વરણન કરવામાં આવયું છે. મતલબ એ કે, આ લખાણની ધારેલી નેમમાંથી મુંબઇની મયુનીસીપાલીટીનું બંધારણ અને તેના જુદા જુદા અધીકારીઓની સતા એટલી બાબદ હવે પુરી કરવામાં આવી છે, ને તેમ કરતાં આ લખાણનો પહેલો ભાગ સમાપત થાય છે. આજ દીને કામકાજ તથા તનદરોસતીના અરથે લખનારને યુરોપ તરફ વીદાય થવું પડે છે; જે કારણને લીધે આ વીશય હાલ તુરત ચાલુ રાખવા બની શકે તેમ નથી. પાંચ છ મહીના વીતયા પછી જયારે લખનારનું પોતાના વતને પાછું આવવું થશે તયારે આશા છે જે આ વીશય પાછો હાથ ધરી શકાશે. એમ બની શકશે તો, તે વખતે, કોરપોરેશને કયાં કયાં કામો બજાવયાં છે, ને તે શી રીતે બજાવયાં છે, ને તેનો કારોબાર કેમ ચાલે છે, ને તેનાં જુદાં જુદાં ખાતાં કઇ રીતે ગોઠવયાં છે, તે તથા બીજી અનેક બાબદો વીશે લખાણ આગળ ચલાવવામાં આવશે તયાં સુધી વાંચનારને સલામ કરી રજા લઉં છું.